એકવાર પ્રસંગ પાડી ખાત્રી કરો.

# ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ.



## હરેક જાતનું છાપવાનું કામ તાકીદે તૈયાર થાય છે.

—:0:—

ઇંગ્રેજી, ગુજરાતી અને સંસ્કૃત

— નવા ટાઇપમાં —

સઘળું કામ થતું હોવાથી ગ્રાહકોને હરેક રીતે સંતોષ મળી શકશે. તાકીદે અને મુકરર કરેલે વખતે કામ કરી આપવા માથે લઇએ છીએ.

પ્રુફ વાંચવાની કડાકુટ ગ્રાહકોને કરવી પડશે નહી.
વધુ વિગત માટે જાતે મળ્યાથી ખુલાસો થશે.

લખો:—

ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ

ઠે. રીચીરોડ, પાંચકુવા—અમદાવાદ.

---

દર રવિવારે પ્રગટ થતું { 'ગુજરાતી પંચ' } અઠવાડીક પત્ર.

વાર્ષિક લવાજમ રૂ. ૨॥, બહારગામ માટે રૂ. ૩॥.

લખો:—ગુજરાતી પંચ ઓફિસ અમદાવાદ.

ગુજરાતી વાંચકોને ખાસ લાભ ! એક સાથે રૂપિયા દશનાં પુસ્તકો આ લીસ્ટનાં અંદરથી મંગાવનારને રૂ. ૨-૦-૦ નાં ભેટ તરીકે તદ્દન મફત મળશે.

લોકપ્રિય નવલકથા

**રણઘેલા રજપૂતો.**

ભાગ ૧-૨. ( સચિત્ર ).
લેખક, વ્રજલાલ જા. ઠક્કર.

આ નવલકથાની ઉત્તમતા માટે એટલુંજ લખવું બસ છે કે માત્ર એકજ વર્ષમાં એની બીજી આવૃત્તિ થઇ છે. બંને ભાગનું મૂલ્ય રૂ. ૩-૮-૦.

ભેદ ભરમવાળી સચિત્ર નવલકથા

**કાળી રાત્રિનું ખૂની ખંજર.** ભાગ ૧-૨.

લેખક, સત્યેન્દ્રપ્રસાદ મ્હેતા.
માત્ર બે વર્ષમાં આ ચમત્કારીક નવલકથાની ત્રીજી આવૃત્તિ થઇ છે. બંને ભાગનું મૂલ્ય રૂ. ૪-૦-૦

સામાજિક સર્વોત્કૃષ્ટ નવલકથા

**મધુ—માલતી** અથવા **બીસમી સદીનું વિશ્વદર્શન**

આ નવલકથા સુવિખ્યાત ગુજરાતી નવલકથાકાર વ્રજલાલ ઠક્કરે લખેલી હોઇ ઘણી બોધક તથા રસિક છે. ત્રણ સુંદર ચિત્રો મૂલ્ય રૂ. ૧-૮-૦

વાંચવા યોગ્ય સચિત્ર નવલકથા.

**રત્નમંજરી.**

લેખક, મોતીલાલ અ. પટેલ.
દંપતિ હૃદયના વિશુદ્ધ સ્નેહનું અનુપમ ચિત્ર આ નવલકથામાં અંકિત કર્યું છે. મૂલ્ય રૂ. ૨-૦-૦

નવીન નવલકથાઓ.

રા. નારાયણ વિસનજી ઠક્કુર કૃત.

| | |
|---|---|
| આજકાલનું હિંદુસ્તાન ભા. ૧-૨ રૂ. | ૫—૦ |
| ભયંકર ભદ્ર. | ૨—૦ |
| મ્હારી ભયંકર સંહારયાત્રા. | ૨—૮ |

રા. વ્રજલાલ જાદવજી ઠક્કર કૃત.

| | |
|---|---|
| કંગાલ કેદી ભાગ ૧-૨ | ૩—૧૨ |
| દગાબાજ દુનિયા | ૧—૮ |
| મૃગલોચની ભાગ ૧ થી ૪. | ૬—૦ |
| મરૂભૂમિની મોહિની. | ૧—૪ |
| અંગના કે દેવાંગના ? | ૧—૧૨ |

રા. ચુનીલાલ વર્દ્ધમાન કૃત.

| | |
|---|---|
| લતા અને લલિતા ભાગ ૧ થી ૪. | ૪—૦ |
| પિશાચ-મંદિર ભાગ ૧-૨. | ૪—૦ |

અન્ય ગ્રંથકાર કૃત નવલકથાઓ.

| | |
|---|---|
| સુરાદેવી ભાગ ૧ થી ૩. | ૫—૦ |
| કિશોરસિંહ ભાગ ૧-૨. | ૪—૦ |
| બલવાનોનો ભોગ ભાગ ૧-૨. | ૩—૦ |
| સંસાર સંગ્રામ ભાગ ૧-૨. | ૩—૦ |
| સંતપ્ત શયતાન ભાગ ૧ થી ૩. | ૫—૪ |
| કલંદરની કટાર ભાગ ૧ થી ૩. | ૬—૧૨ |
| તરૂણ તપસ્વિની ભાગ ૧-૨ | ૩—૮ |
| કમનસીબ લીલા ભાગ ૧-૨. | ૯—૧૨ |
| દશ લાખનો દલ્લો. | ૨—૦ |
| અલાઉદ્દિનનો ઉદય. | ૨—૦ |
| મહાકાળીનું ખડ્ગ. | ૨—૦ |
| કલંકિત કુમારિકા. | ૨—૦ |
| કુસુમકાન્ત. | ૧-૧૨ |
| પદ્મલતા. | ૧-૧૨ |

અદ્ભુત રસથી પરિપૂર્ણ નવલકથા

જુલ્મી જાલીમ અને ધ્રુજતી ધરા. રૂ. ૧-૧૨-૦

અદ્ભુત સંસારિક નવલકથા.

ઝેરી જમાનો. રૂ ૧-૧૨-૦.

આફ્રિકા વી. પી. જતાં નહિ હોવાથી અગાઉથી જોઇતાં પુસ્તકોની કિંમત મનીઓર્ડરથી મોકલવી. કચરાભાઇ વનમાળી પટેલ-મોટી હમામ, અમદાવાદ

## સ્ટાર ઇન્ગ્રેવર એન્ડ રબર સ્ટેમ્પ મેકર.

રબર સ્ટેમ્પ, બ્લોક પારસલપર મારવાનો સીલ, સાબુની ડાઇ તથા હરકોઇ ધાતુપર કોતરકામ કરનારઃ—

**સોની જેઠાલાલ નારણદાસ.**

ખારાકુવા, મુંબઇ નં. ૨.



### જાહેર ખબર.

"નીચેની વસ્તુઓમાંથી એક રૂપીયાના માલમાં આઠ આનાનું, અઢીના માલ ઉપર એક રૂપીયાનું અને પાંચ રૂપીયાના માલ ઉપર સવાબે રૂપીયાની કીંમતનાં હમારી પસંદગીનાં પુસ્તકો ઈનામ મળશે. આ લાભ માટે અમુખ સંખ્યા રાખવામાં આવેલી હોવાથી પાછળથી માગનારને મળી શકશે નહિ. ઓર્ડર આપતી વખતે આ પત્રનું નામ જરૂર લખવું. પોસ્ટેજ માફ." ઇન્ફ્લુએન્ઝા અને ન્યુમોનિયાનો ચોક્કસ ઇલાજ જ્વરનાશક ચૂર્ણ કી. એક ડબીના રૂ. ૧lll, આવેલી નબળાઇ દૂર કરી નવું જીવન આપનાર શક્તિરાજ યાકુતિ કી. એક શીશીના રૂ. ૫), માથાની પીડાના નાશ કરનાર મસ્તકરાજ તપખીર ત્રણ ડબીની કી. રૂ. ০lll=; દાંતના વ્યાધિઓને નાબુદ કરી મજબુત બનાવનાર દંતમંજન કી. એક ડબીના રૂ. ০lll, ખરી કસ્તુરી એક તોલાના રૂ. ૪૫), અમ્બર એક તોલાના રૂ. ૫૫), બરાસ કપુર એક તોલાના રૂ. ૩), કેસર એક તોલાના રૂ. ૧lll=, બ્લુબ્લેક ટીકડી ડબી એકના રૂ. ૧lll, રેડ ટીકડી ડબી એકના રૂ. ০lll= વિ. પિ. જુદું.

કવી એન્ડ કો. અનંતવાડી મુંબાઇ—નં. ૨.

# મંજરી.

લેખક

મહુંમ શીવભાઇ બાપુભાઇ દુર્કાળ–અમદાવાદ

તથા

કૃષ્ણલાલ હરગોવિંદ પંડિત–દ્યારા.

માણસ જાણે હું કરૂં, કરતલ બીજો હોય;
આરંભ્યા અધવચ રહે, હરિ કરે સો હોય.

છપાવી પ્રસિદ્ધ કરનાર

સોમાલાલ મંગળદાસ શાહ–અમદાવાદ.


પ્રત ૫૫૦૦]   આવૃત્તિ ૧ લી.   [સંવત ૧૯૭૫

અમદાવાદ

ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે
છાપી–પાંગકુતા.

કિંમત રૂ. ૧-૦-૦

ગુજરાત વિદ્યાસભા ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૩૯૫૮

# સ્વર્ગસ્થ રા. શિવભાઈ બાપુભાઈ કૃત પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | કપિંજલા | ૦—૮—૦ |
| ૨ | અલક્ષ્ય જ્યોતિ | ૧—૦—૦ |
| ૩ | પદ્મનાભ | ૧—૦—૦ |
| ૪ | મધુકર | ૧—૦—૦ |
| ૫ | કુંજબાળા | ૧—૦—૦ |
| ૬ | મંજરી | ૧—૦—૦ |

## ઉપર લખેલાં પુસ્તકો નીચે લખેલા ઠેકાણેથી મળશે.

૧. ગુજરાતી પંચની ઓફીસ.

૨. રા. શિવભાઇ બાપુભાઇને ઘેર; તથા અરવિન્દ બ્હેન—રાયપુર આકાશેઠકુવાની પોળ.

૩. રા. રા. કૃષ્ણ હરગોવિંદ પંડિત—આસિસ્ટંટ ઇન્જીનીયર ઓફીસ વ્યારા—( ટાપ્ટીવેલી રેલ્વે. )



# સ્નેહાર્પણ.

પરમપવિત્ર સ્વર્ગસ્થ માતુશ્રી બાવડબા.

( કૃષ્ણલક્ષ્મી. )

આપશ્રીના સ્નેહાળ અનંત ઉપકારોનો પ્રવાહ સદ્‌ગત શિવભાઈ અને મ્હારી ઉપર સમાન ભાવથીજ અસ્ખલિત નિરંતર આમરણાંત વહ્યાજ કર્યો છે; એટલુંજ નહિ પરન્તુ તે સાથે અધ્યાત્મ જ્ઞાનનો અપ્રતિમ બોધ આપી મહા ભયંકર દુસ્તર સંસારાબ્ધિને તરવાનો ઉપાય દર્શાવ્યો છે. જે ઉપકારના બદલામાં મ્હારા કૈલાસવાસી ભાઇ શિવભાઇની ઇચ્છાને આધિન થઇને ત્હેમનું છેલ્લું પુસ્તક હું આપના ચરણકમળમાં અર્પણ કરૂં છું.

લી.

આપના પવિત્ર નામનું

અહર્નિશ સ્મરણ કરતો

કૃષ્ણ.

# અનુક્રમણિકા.

## પ્રથમ વિભાગ.



## દ્વિતીય વિભાગ.

### ગૃહસંસાર.

# પ્રસ્તાવના.

આ પુસ્તક મધુકર અને કુંજમાળાનું અનુસંધાન છે. રા. શિવભાઇએ સદરહુ પુસ્તકના ૨૧ પ્રકરણો લખેલા હતા. અને તે પ્રેસમાં પણ મોકલી દીધાં હતાં. બીજા પ્રકરણો માટે તેમજ મુનિકુમારની ચાલુ વાર્તા જે " ગુજરાતી પંચ " માં આવતી હતી તે પૂરી કરવા માટે તેમજ તે સાથે સાહિત્ય માસિકના અધિપતિ સાથે " સુવર્ણ આશા " નામની એક નવલકથા તે માસિકમાં આપવા માટે પત્ર વ્યવહાર થઇ નક્કી થઇ ગયું હતું. તેથી " સુવર્ણ આશા " લખવા માટે સદ્‌ગત ઘણાજ ઉત્સુક હતા. અને તે માટે બધી તૈયારીઓ પણ કરી રાખેલી હતી. પરન્તુ ઇન્ફ્લ્યુએન્ઝાના દુષ્ટ રોગે ભાઇ શિવુભાઇનું આયુષ્ય એકદમ ટુંકુ કરી નાંખ્યું અને તે સાથે તેમનાં પુસ્તકો પણ અધુરાં રહી ગયાં.

રા. સોમાલાલભાઇએ મંજરીનો બાકી રહેલો ભાગ પૂરો કરી આપવાનું કામ મ્હને સોંપ્યું. અને તે યથાશક્તિ કરીને વાચકવર્ગ સમક્ષ અત્રે રજુ કરવામાં આવે છે.

આ પુસ્તકમાં રા. શિવભાઇએ જાદુઇ વીંટીની ગમ્મત ઠીક આપી છે. તેમજ જમાલ કાણીઆનું પ્રકરણ તો પાછળથી તેમની ડાયરીઓ સાથે રહેલા કાગળમાંથી મળી આવ્યું એટલે દાખલ કરવામાં આવ્યું. આ પ્રકરણમાં હાસ્યરસની જમાવટ તેમણે ઘણીજ સારી રીતે કરેલી છે.

રા. શિવભાઇનું આયુષ્ય જો વધારે વર્ષ લંબાયું હોત તો તેમણે લખેલી વાર્તામાળામાં ઘણોજ વધારો કરી દીધો હોત, અને નવલકથાના સાહિત્યનો વિશેષ વિસ્તાર કર્યો હોત.

વ્યારા;<br>
તા. ૧-૧-૧૯.

કૃષ્ણ હરગોવિંદ પંડિત.

# સ્વર્ગસ્થ ભાઈ શિવભાઈ બાપુભાઈનું
# ટુંક જીવનચરિત્ર.

---

### તેમનાં લખેલાં પુસ્તકો અને લેખો.

ગુજરાતી પંચના ભેટનાં પુસ્તકો લખનાર તરીકે રા. શિવભાઈ બાપુભાઈનું નામ, આ પત્ર જ્યાં સુધી ચાલશે ત્યાં સુધી સદાકાળ જોડાયુંજ રહેવાનું. સ્વદેશ સુધારણાની ત્હેમની ઉચ્ચ મનોવૃત્તિઓ, જનસમાજના ચિત્રો ચિતરવાની અદ્દભૂત કળાશક્તિ, અને તે સાથે હાસ્યપરિપૂર્ણ રમુજ ટુચકાઓ ત્હેમના દરેક પુસ્તકોમાં દૃશ્યમાન થાય છે. ત્હેમનું પ્રથમ પુસ્તક કપિંજલા સુન્દરી સુબોધની ભેટ માટે લખાયલું હતું, જે ઘણુંજ રસમય છે. ત્હેમનાં બીજાં ઘણાં પુસ્તકો અલક્ષ્યજ્યોતિ, પદ્મનાભ, મધુકર, કુંજબાલા, અને મંજરી એ સર્વે ગુજરાતી પંચને માટેજ ભેટનાં પુસ્તકો તરિકે લખાયલાં છે. અને તે બધાં સર્વ વિદ્વજ્જનોથી માનપૂર્વક સન્માનને પામ્યાં છે. ત્હેમના સર્વ પુસ્તકોમાં અલક્ષ્યજ્યોતિ પ્રથમ પંક્તિમાં આવે છે. અને તે પછી કપિંજલા, અને છેવટે મધુકર અને ત્હેના અનુસન્ધાન કુંજબાળા અને મંજરી આવે છે.

આ શિવાય ગુજરાતી પંચમાં ત્હેમની ચાલુ વાર્તાઓ નિરંજન, રંજન કુમાર, મુનિકુમાર, આદિ ઘણી વાર્તાઓ તેમણે લખેલી છે જે પંચના ગ્રાહકોમાં ઘણીજ લોકપ્રિય થઈ પડી હતી.

તે ઉપરાંત તેમણે વાર્તાવારિધિ, સુન્દરિ સુબોધ, મેઘનાદ, નાગર ઉદય વિગેરે માસિકોમાં પણ ઘણા લેખો અને કાવ્યો લખેલા હતા. ત્હેમની ડાયરીઓ અને સ્વાનુભવ ખાસ વાંચવા લાયક છે. જેમાં સ્થળે સ્થળે પ્રભુ ઉપરની તેમની અત્યંત શ્રદ્ધા અને ભક્તિ, તેમજ સાંસારિક અનુભવો તાદૃશ ચિતરેલા છે.

**ત્હેમનો જન્મ.**

રા. શિવભાઈનો જન્મ સંવત ૧૯૩૦ ના શ્રાવણ સુદ ૧૨ ને દિવસે અમદાવાદમાં થયો હતો. તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ હતા.

રા. શિવભાઈએ અલ્હાબાદ યુનિવર્સિટિમાંથી મેટ્રિક્યુલેશનની પરિક્ષા

**ત્હેમની કૉલેજની કેળવણી.**

પસાર કરી હતી. અને મુંબાઈ યુનિવર્સિટિમાં તેઓએ ગુજરાત કૉલેજના વિદ્યાર્થી તરિકે પ્રીવિયસની પરિક્ષા પાસ કરી હતી. ઇન્ટરમીજીએટની પરિક્ષા તેમણે ચાર પાંચ વખત આપી હશે છતાં તેમાં તેઓ ફળીભૂત ન થવાથી અંતે ત્હેમને નોકરી લેવાની જરૂર પડી હતી.

**તેમના પિતાશ્રીનું ટુંક વૃત્તાંત.**

ત્હેમના પિતાશ્રી બાપુજીભાઇ પ્રતાપરાયભાઇએ રાજકોટમાં એજન્સીમાં કેટલાક વર્ષ સુધી પોલિટીકલ એજન્ટના શીરસ્તેદાર તરિકે કામ કર્યું હતું અને પછી ત્હેમના મૃત્યુ પર્યંત બીલખા સ્ટેટના નાજાવાળા દરબારના ન્યાયાધીશ તરીકે કામ કરતા હતા. તેમના મૃત્યુ પછી તેજ નોકરી ત્હેમના મ્હોટા પુત્ર સદ્‌ગત બજુભાઇ જે વડોદરા સ્ટેટમાં મુલકી ખાતામાં નોકર હતા તેમને તેમના પિતાની ન્યાયાધીશની નોકરી આપવામાં આવી હતી જે નોકરીમાં તેઓ પણ પોતાના મૃત્યુ પર્યંત રહેલા હતા.

**રા. શિવભાઈની નોકરીનું વૃત્તાંત.**

રા. શિવભાઇના મામા રા. છગનલાલ ધ્રુવ ગુજરી જવાથી તેમની રૂ. ૩૫) ની હકદારની જગ્યો ખારાઘોડા સૉલ્ટ ડીપાર્ટમેન્ટમાં ખાલી પડવાથી તે જગ્યો તેમને આપવામાં આવી. ધ્રુવ કુટુંબમાં હકદાર ફેમિલિમાં આ બાબત રકઝક થતાં થતાં અંતે શિવભાઇ આ જગ્યા ઉપર હકદાર તરિકે નિમાયા. ક્રમે ક્રમે હકદારના ગ્રેડ ઉપર ચઢતાં ચઢતાં અમુક વર્ષે તેમના રૂ. ૪૦) થયા અને છેવટે આશરે દોઢેક વર્ષથી તેમને રૂ. ૫૦) મળતા હતા. જોકે હકદારની નોકરી ઇશ્વરદત્ત હતી છતાં તેમને જરા પણ તે ગમતી નહોતી, એક દુઃખ અમદાવાદની પ્રવૃત્તિમય જીવનને તિલાંજલી આપીને ખારાઘોડા જેવા નિર્જન સ્થાનમાં રહેવાનું ત્હેમને મ્હોટામાં મ્હોટું દુઃખ લાગતું હતું. તેમાં વળી, તોલાટની નોકરી કરવાની આવી તેથી તેમને વિશેષ દુઃખ લાગતું હતું. છતાં મુરબ્બીઓના આગ્રહથી તેમને નાઇલાજે તે નોકરી લેવાની જરૂર પડી. નોકરીમાં તેઓ ગોઠવાયા. પણ ત્યાં ચેન પડયુંજ નહિ. તેથી તેજ વરસે તેઓ છ માસની કપાતા પગારની રજા લઇને ઇન્ટરનો અભ્યાસ કરવા માટે અમદાવાદ આવ્યા. પણ તે પરિક્ષામાં પણ તેઓ સફળ થયા નહિ. આથી કંટાળીને તેમણે પરિક્ષાનું પુનઃ સ્મરણ કદીએ કર્યુંજ નહિ. ત્યાર પછી

સ્વર્ગસ્થ મી. મનુભાઇ ગુલાબરાય મુનસીની સલાહથી તેઓ વડનગરમાં આસિસ્ટંટ માસ્તર તરીકે નીમાયા હતા. અને ત્યાં બેમાસ કામ પણ તેમણે કર્યું હતું. પરન્તુ તે વખતે ત્યાં પ્લેગ ચાલતો હોવાથી નોકરીનું રાજીનામું આપી પાછી ખારાઘોડાની નોકરી લેવાની ફરજ પડી હતી. ત્હેમના ભાણેજ મી. પર્જન્યરાય વૈકુંઠરાય મેઢ એમ. એ. બી. એસ. સી. સરકારી સ્કોલરશીપથી ઇંગ્લંડ ગયા ત્યારે પણ બે વરસની રજા લઇને તેઓ અમદાવાદ રહ્યા હતા. આ વખતે રા. સોમાલાલે તેમણે ગુજરાતી પંચને માટે લખેલાં ભેટનાં પુસ્તકોની કદર જાણી તેમને રૂ. ૪૦) થી તેમની ઓફીસમાં સબ એડિટર તરીકે રાખ્યા હતા. તે મુદત થઇ રહ્યા પછી પાછા તેઓ ખારાઘોડાની નોકરીમાં દાખલ થઇ ગયા હતા. ત્યાર પછી તેમણે વડનગરના શેઠ ભોગીલાલને ત્યાં ત્હેમના પ્રાઇવેટ સેક્રેટરી-ખાનગી મુનિમ તરિકે આશરે ૭ માસ સુધી રૂ. ૫૦) થી નોકરી કરી હતી. તેઓ પોતાની ડાયરીમાં લખે છે કે " મને વડનગરમાં સારૂં ખાવાનું મળે છે, પગાર પણ સારો મળે છે, ન્હા પણ બે વખત સારો મળે છે. પરન્તુ શેઠની સાથે પાટો ગોઠે એમ લાગતું નથી. શેઠનો સ્વભાવ બધી વાતે સારો છે પરન્તુ ખાનગી નોકરીમાં જેમ માણસો અદ્દવા તદ્દવા બોલે છે તેમ કોઇ વખતે ગુસ્સો પણ થઇ જાય છે. " એ નોકરીમાં ગાયકવાડ સ્ટેટના મ્હોટા મ્હોટા અધિકારીઓ સાથે તેમને ઓળખાણ થઇ હતી. અને શ્રીમંત સરકાર નામદાર મહારાજા સાહેબને ભોગીલાલ શેઠે વડનગરમાં પાર્ટિ આપી હતી ત્યારે શ્રીમંતે ત્હેમની સાથે સારી રીતે જુદી જુદી બાબતો ઉપર વાતચિત કરી હતી. દિલગીરી સાથે લખવું પડે છે કે શ્રીમાન ભોગીલાલ શેઠ પણ ભાઇ શિવભાઇની પહેલાં માત્ર પંદર દિવસ અગાઉજ ઇન્ફલ્યુએન્ઝાના દુષ્ટ રોગના ઝપાટામાં આવી ગયા હતા. આ નોકરી પછી " મેલ કરવતીયા મોચીના મોચી " એ કહેવત અનુસાર તેઓ પાછા ખારાઘોડાની નોકરી ઉપર ચડી ગયા. આ વખતે હકદારના હક પ્રમાણે તો રૂ. ૫૦) નો પગાર થયો હતો. પરન્તુ તેને બે વર્ષ થયાં નહિ ત્યાંતો ત્હેમનો અને ત્હેમને કડવી લાગતી નોકરીનો પણ અંત આવ્યો.

**ત્હેમની ધર્મભાવના.**

ભાઇ શિવભાઇની ધર્મભાવના સનાતનીય ધર્મની હતી. તેમના પિતા મુ. બાપુકાકા અડંગ વૈષ્ણવ હતા. ત્હેમનાં માતુશ્રી મહાલક્ષ્મી. બ્હેન સ્વામીનારાયણ ધર્મના અનુયાયી હતાં. તેઓ સાડા સત્તર વર્ષના હતા ત્યારથી તે ચંડીપાઠ વાંચવા શિખ્યા હતા. કોઇ કોઇ વખત અમો બન્ને

આઓ ચંડીપાઠ કરતા. ત્હેમના મ્હોટી બ્હેન, મા બાપડબાના ઉપદેશથી તેઓ ચિંતામણી પાર્થિવેશ્વર કરતા હતા. અને તે કર્યાં વિના કદિ પણ જમતા નહિ. પરન્તુ જ્યારે તેઓ અમદાવાદની બ્હાર જતા ત્યારે અગવડને લીધે અથવા બીજાને પોતાના માટે નાહક દુઃખ ન આપવું એ ઇચ્છાથી તેઓ ડીસ્ટ્રીકટમાં પાર્થિવેશ્વર કરતા નહોતા. પરન્તુ તેથી ત્હેમની ધર્મભાવના તેથી બીલકુલ ઓછી થઇ ન્હોતી. એકાદશીનો ઉપવાસ તેમણે આખા વરસની પંદર સત્તર વર્ષ સુધી કરેલી હતી. સોમવારને દિવસે એકજ વખત તેઓ ખાતા હતા. અને તે વ્રત તેમણે મૃત્યુ પર્યંત ચાલુ રાખ્યું હતું. ભાઇ શિવભાઇ પ્રત્યેક વર્ષે નિયમો લેતા હતા એમ તેમની ડાયરી ઉપરથી જણાય છે, તેમના મુખ્ય વિષયોમાં પ્રભુસેવા, સાહિત્ય સેવા અને સ્વદેશ સેવાના નિયમો હતા. અને તે નિયમોનું પાલન તેઓ કરતા હતા, તે ત્હેમના કાર્ય ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. ત્હેમના દરેક પુસ્તકોમાં ત્હેમની ધર્મની લાગણી ચિદાનંદ ગુરૂના મુખદ્વારાએ આપેલા ઉપદેશ વિગેરેમાં તાદૃશ જણાઇ આવે છે. અને ક્ષણે ક્ષણે “ આ સંસાર મિથ્યા છે, ક્ષણભંગુર છે, નાશવંત છે. માટે ભાઇ આપણે તો ચેતીને ચાલવાનું ! ” એમ સર્વ કોઇને વારંવાર તેઓ કહેતા હતા.

**ત્હેમની સુધારા તરફ દૃષ્ટિ.**

આધુનિક સંસાર સુધારા તરફ તેમનું ઝાઝું વલણ હોય તેમ જણાતું નહોતું. ત્હેમના માતપિતા સનાતની ધર્મનાં હોવાથી તેમના વિચાર પ્રથમ તો સુધારાની વિરૂદ્ધનાજ હતા. બ્રાહ્મણ વિના બીજા કોઇનું તેઓ ખાતા નહોતા. એટલો સુધારો તેમણે પોતાને માટે દાખલ કરેલો હતો. તેમજ વિધવા વિવાહની બાબતમાં પણ બાળ વિધવાના પુનર્લગ્ન અવસ્ય થવાંજ જોઇએ એમ તેમનો સિદ્ધાંત હતો. અને તે તેમના “ કુંજબાળા ” ના પુસ્તકમાં દર્શાવ્યો છે. છતાં તેઓ cosmopolitan મતના—વર્ણાશ્રમ નિયમ વિરૂદ્ધ ખાવું પીવું તે મતના હતા નહિ. જો કે તેમણે તેમના પુસ્તકમાં હિંદુ મુસલમાનને એકત્ર કરવાનો લગ્ન સંબંધથી જોડાવાનો પ્રયત્ન પ્રથમ કરેલો જણાય છે પરંતુ જનસમાજની બ્હીકને લીધે વા પોતાના અંતરના વિચાર બદલાયા હોય તેથી—ગમે તેમ હો—પણ પછી તેવું લગ્ન તેઓ પોતાના પુસ્તકમાં કરતા નથી. હાલના સુધારા તરફનું ત્હેમનું વલણ તો ત્હેમના ભાણેજ મી. પજન્યરાય ઇંગ્લાંડ જઇ આવ્યા પછીજ દાખલ થયું હોય એમ જણાય છે. ઘણા વર્ષની પડી ગયેલી રૂઢી જતી નથી, તેવી રીતે તેઓ જો કે પોતાના વિચાર સુધારાની તરફ દર્શાવતા છતાં ત્હેમના પૂજા પાઠ વીગેરે તો કાયમજ હતાં.

જેવી ત્હેમની લાગણી અને વિચારો સનાતની હતા તેવીજ રીતે તેમના ડ્રેસમાં પણ સાદાજ હતા, પાટલુન, નેકટાઇ, કોલર કોઇ દિવસ તેમણે પહેર્યા હતાં નહિ. માત્ર ભોગીલાલ શેઠના સેક્રેટરી થયા ત્યારેજ આ સર્વ વસ્તુ તે પહેરતા હતા. અને તે વખતે કહેતા કે આ નોકરીના અંગે આ બધો સ્વાંગ પહેરવો પડે છે અને વેશ ભજવવો પડે છે. પાટલુનને તે "ખોડીબારૂ" કહેતા હતા-કપડાંની તો બિલકુલ તેમને ટાપટીપ હતીજ નહિ. માત્ર સાદાં અને સ્વચ્છ કપડાંજ તેમને ગમતાં હતાં.

**ત્હેમનો સાદો ડ્રેસ.**

ભાઈ શિવભાઇ સ્વભાવે ઘણા આનંદી હતા. તે જ્યાં જ્યાં જતા ત્યાં તેમની રમુજી આનંદદાયી ટીખળી વાણીથી સર્વ કોઇને ગમ્મત અને આનંદ આપતા હતા અને તેથી બધા ન્હાના તથા મ્હોટા ત્હેમના ઉપર પ્રેમ દૃષ્ટિથી એક સરખી રીતે જોતા હતા. તે બન્ધુ સમાજના બધા સભાસદોનો તેમનો આનંદી સ્વભાવ તરવરી આવતો હતો અને જ્યારે તેમની નોકરી બારેઘોડે થઇ, ત્યારે તેમના જવાથી ત્હેમની ગેરહાજરીથી અમને ઘણુંજ અણગમું લાગ્યું હતું પણ ખરૂં. ઘરમાં પણ ઓફીસમાંથી આવે ત્યારે આનંદ આનંદ પ્રવર્તાવી દેતા હતા.

**ત્હેમનો આનંદી અને રમુજી ટીખળી સ્વભાવ.**

બન્ધુ સમાજના દરેક મેમ્બર પ્રત્યે તેમનો સ્નેહ હતો. આગળની ત્હેમની ડાયરીઓમાં આજ સમાજ અહીં કાંકરીએ મળી તો બીજે વખતે પૂલ ઉપર મળી અને જ્યારે જ્યારે જે જે સ્થળે સમાજ મળતી તે પોતે લખતા તેમજ બન્ધુ સમાજનું પહેલું નામ તેમણે રા. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ ઉપરથી Dahyabhaiancy "ડાહ્યાભાઇઅન્સી" પાડ્યું હતું. સમાજના દરેક કાર્યમાં તેમનો ઉત્સાહ આગળ પડતો હતો. અને તેઓ જ્યારે સમાજમાં ગેરહાજર હોય ત્યારે તેમના વિના આનંદ આવતોજ નહોતો. 'સુન્દરી સુબોધ' કાઢવામાં પ્રથમ તેમણે આશરે પોણો સો રૂપિઆની રકમ બધા બન્ધુઓની જેમ કાઢેલી હતી. અને સુન્દરી સુબોધના એડીટર તથા મેનેજર તરીકે આશરે ચારેક વર્ષ કામ કર્યું હતું. રા. બિન્દુભાઇ, રા. ડાહ્યાભાઇ, તથા રા. શંકરરાય અને રા. દીનકરરાય ને તેમજ મ્હને અને સદ્ગત સાર્જન્ટરાવ ઉર્ફે ભોગીન્દ્રરાયને સર્વ કોઇને સમાન પ્રેમથી મ્હાતા હતા. છતાં સાર્જન્ટરાવને તેઓ વિશેષ મ્હાતા હતા.

**બન્ધુ સમાજમાં ત્હેમનો ઉત્સાહ.**

મૃત્યુ વખતે પણ "નજર, નજર" એમ તેઓ બોલતા હતા. સાર્જન્ટરાવને તે ઘણી વખત ગમ્મતમાં "નજરસા" કહેતા હતા.

બાલ્યાવસ્થાથીજ મ્હારી ઉપર ત્હેમનો પ્રેમ અપ્રતિમ હતો. અને મને પોતાના ભાઇ કરતાં પણ વિશેષ ગણતા હતા. અને તેથી કરીને તેમના સર્વ સગાંવહાલાંઓ મને તેવીજ રીતે સ્નેહભરી દૃષ્ટિથી જોતા હતા. સમાજમાં બન્ધુસમાજની છબી પડાવી તે અગાઉ આશરે ૧૮૯૫-૯૬ માં ભાઇ શિવભાઈના આગ્રહથી મારી, સાર્જન્ટરાવ તથા તેમની ત્રણ જણની છબી (કેબીનેટ) લેવરાવી હતી. રા. શંકરરાવ વડોદરેથી અમદાવાદ રહેવા આવ્યા ત્યારે તેઓ સમાજ બંધુના સંસર્ગમાં આવ્યા અને પછી તેઓ દાખલ થયા ત્યારે તેમની મદદથી ત્હેમનો વિચાર સમાજ તરફથી એક મ્હોટા પાયા ઉપર સારી સ્કુલ સ્થાપવાનો હતો. તેમાં આપણી પ્રાચિન આર્ય પદ્ધતિનું શિક્ષણ પણ દાખલ કરવું અને જેમાં હાલની કેળવણી થોડી ઘણી દાખલ કરવી; મહાત્મા ગાંધીની શાળાની જેવી શાળા સ્થાપવાનો વિચાર હતો પરન્તુ તે વિચાર અમલમાં આવી શકયોજ નહિ.

**માત્ર પાંચ વર્ષમાં તેમણે કરેલી પાંચ ધામની યાત્રા.**

ત્હેમનાં સ્વર્ગસ્થ બ્હેન પરમપવિત્ર ગં. મા બાધડબાની તથા ગં. મા કેસુબા ( મ્હોટાં બ્હેન ) ની સાથે તેમણે માત્ર પાંચજ વર્ષ પહેલાં આખા હિન્દુસ્થાનમાં મુસાફરી કરી હતી, આ વખતે તેમની સાથે બધાં મળી વીસેક માણસોનો સંઘ હતો. અને તેમાં પુરૂષ વર્ગમાં માત્ર પોતેજ હતા. જાત્રા કરીને આવ્યા ત્યારે છએક મહિના ઘેરથી નીકળ્યાને થયા હશે. આ છ માસમાં કોઇ પ્રકારનું વિઘ્ન આવ્યું નહિ તે બાતે ન્યાતમાંથી ઘણા તેમના સ્નેહીજનો તેમનાં વખાણ કરતા હતા. આ પ્રકારનું વર્ણન પુસ્તક રૂપે લખવાનો તેમનો વિચાર હતો. સસ્તા સાહિત્ય તરફથી તેવું પુસ્તક લખવાને માટે આગ્રહ પણ થયેલો હતો. સુન્દરી સુબોધના એક અંકમાં બે ચાર પાનાં જાત્રા પ્રવાસનો ત્હેમનો લેખ પણ આવ્યો હતો. પણ વ્યવસાયને લીધે તેઓ ઇચ્છા છતાં વધારે લખી શકયા નહોતા.

**ત્હેમનું કુટુંબ.**

ભાઇ શિવભાઇના ધર્મપત્ની ગં. અરવિન્દા સ્વભાવે ઘણાંજ સુશિલ અને નમ્ર છે. સુન્દરી સુબોધમાં તેમના લેખો પણ આવેલા હતા. અને સુન્દરી સુબોધની ભેટ માટે ટુંક વાર્તામાળાનું પુસ્તક તેમણે અને ગં. સનુબાએ

( ભાઇ ભોગીન્દ્રરાવના ધર્મપત્ની ) તૈયાર કર્યું હતું. સાહિત્ય તરફ તેમનું પણ વલણ વિશેષ હતું. અને પ્રુફ વિગેરે જોવામાં તેઓ ઘણી સારી રીતે મદદ કરતા હતા. સુન્દરી સુબોધ સમાજ પાસે હતું તે વખતે તેમણે તે પત્રની વ્યવસ્થામાં ઘણો સારો ભાગ લીધો હતો

ત્હેમના અચાનક જવાથી ત્હેમના કુટુંબને, તેમના સ્નેહીજનોને તેમજ ગુર્જર સાહિત્યને પણ સખત આઘાત થયેલો છે. પરમાત્મા તેમના આત્માને અનંત શાંતિ આપો એટલુંજ અમે ઇચ્છીએ છીએ.

ભાઈ શિવભાઇનું જીવનચરિત્ર મ્હોટું હું તૈયાર કરૂં છું અને એટલે ઘણું ટુંકું વર્ણન આપેલું છે. इति शिवम्.

વ્યારા.
તા. ૨૦-૧-૧૯.

કૃષ્ણ હરગોવિંદ પંડિત.


રૂા. ૧૦૦ નું ઇનામ

શુદ્ધ દેશી આંબળાનું તેલ.

આ તેલમાં વેલુ અગર સ્પીરીટનો ભેગ હોવાનું સાબીત કરનારને રૂા. ૧૦૧) એકસો એક રોકડા ઇનામ આપવામાં આવશે.

નવ બહાર ચટણી.

જેના માટે અમોને સોનાનો ચાંદ મળ્યો છે.

આ ઉપરાંત અમારા ત્યાં ગુલાબજળ, કેવડાજળ, ગુલકંદ, શરબત, અત્તર, સર્વે જાતના મુરબ્બા વિગેરે મળે છે. અમારા માલની સચ્ચાઇ માટે હજારો સર્ટીફીકેટ મળ્યાં છે.

એમ. ડી. મુનસી એન્ડ બ્રધર્સ.

ત્રણ દરવાજા—અમદાવાદ.

# મંજરી.

## પ્રકરણ ૧ લું.

### મીઠારામનો નિશ્ચય.

સંધ્યા સમય થવાની તૈયારી હતી. મુંબઇ શહેરમાં આ સમયે ટ્રામ પાછળ ટ્રામ ચીકાર ભરાઇને જતી હતી. લોકો ઘેર પહોંચવાને તત્પર થઇ રહ્યા હતા. આવી એક ટ્રામમાં પીસ્તાલીશ વર્ષનો એક મધ્યમ કદનો મનુષ્ય બેઠો. તેના આવવાથી બેસનારા લોકોમાં ખળભળાટ થયો પણ ટ્રામના ધડધડાટમાં તેઓ ધીમે ધીમે શાંત થઇ ગયા. તે મનુષ્ય ઘણો વિચારશીલ જણાતો હતો. ટ્રામ ઠેકાણે ઠેકાણે ઉભી રહેતી હતી, મનુષ્યો તેના ઉપરથી ઉતરતાં, તેના ઉપર બેસવા આવતાં, જેને લીધે ધમાલ થતી, પણ તેનું મન વિચારમાં ને વિચારમાં હતું. એકદમ તે ઉમંગમાં આવી ગયો, ને મોઢેથી ઇંગ્લીશમાં બોલી ઉઠ્યો, "I'll do it to day."

લોકોએ સાશ્ચર્ય તેની ગમ જોયું. તેની જોડમાંજ એક પારસી છોકરી કોલેજમાં અભ્યાસ કરી ઘર ભણી જતી હતી, તે ખટખડાટ હસી પડીને ઇંગ્લીશમાં બોલી–That's right Mister. Don't you get it off no longer ?

મનનો વિચાર બહાર નીકળી ગયો તેને માટે તે મનુષ્ય જેનું નામ મીઠારામ હતું તે દિલગીર જણાયો. લોકો તેની અને પારસી છોકરી ભણી જોઇ રહ્યા. તે છોકરી હજુ વધારે ટીકા કરત, પણ તે ઉતરી પડયો ને પગે ચાલવા લાગ્યો. છોકરી હસતે હસતે બોલી "Get, Mister, to put muster plaster on your chest."

મીઠારામ ઉંધું ઘાલી ચાલ્યો ગયો, અને ઇંગ્લીશ જાણનારા બેસારૂઓ ખડખડાટ હસી પડયા, ને ટ્રામ ધસારા બંધ આગળ વધી. તે ક્રોધથી લાલ થઇ ગયો હતો, પણ કોના ઉપર ગુસ્સો કરે ? વળી પાછો તે વિચારમાં લીન થયો, ને ધીમે ધીમે, માર્ગે પડયો,

મીઠારામની દુકાન મુંબાઇમાં સુપ્રસિદ્ધ હતી. મેટ્રીકયુલેશનની પરીક્ષામાં પાસ થયા પછી તેણે મીઠાઇની દુકાન ખોલી હતી. નોકરી કદી કરવી નહીં એવી એની પ્રતિજ્ઞા હતી. ગ્રેજ્યુએટ થવાનું કે વકીલ થવાનું

સાધન નહતું. એટલે સ્વતંત્ર ધંધો શોધી ક્હાડયો હતો. જાતે કેળવાયલો હોવાથી, ને મ્હોનો મીઠો હોવાથી તેણે લોકોનાં મન હરણ કરી લીધાં હતાં. દરેક ન્યુસપેપરમાં મીઠારામની દુકાનની જાહેરખબર આવતી તે ઉપરાંત મીઠાઇની વાનીઓને કાવતાનારૂપમાં ફેરવીને તેની જાહેરખબરો તે ભીંતોએ ચ્હોડતો, તથા લોકોમાં વ્હેંચતો. ન્યુસપેપરના રીપોર્ટરને તે વાનીઓ ચખાડતો, તંત્રીઓને ખુમચા મોકલતો તે ઉપરાંત તે પોતાની દુકાનની પ્રસિદ્ધિ માટે અનેક ઉપાય કરતો. પરીણામ એ આવ્યું કે ટુંક સમયમાં તેની ખ્યાતિ વધી. તેણે જેમ જેમ ખપત વધતી ગઇ, તેમ તેમ દુકાન વધારવા માંડી.

દયારામભાઇનાં કાવ્યની તેણે નવી આવૃતિ છપાવી, ને તેમાં મીઠાઇની જાહેરખબરની કવિતાઓ એવી સરસ ગોઠવી દીધી કે તડાકામાં એ પુસ્તકની બીજી આવૃતિ ખપી ગઇ. તેની જોડે મીઠારામને ઘેર ટંકશાળ પડવા લાગી. સામાન્ય માણસો મીઠારામને કવિ ગણવા લાગ્યાં, ને તેની પ્રીતિ સંપાદન કરવા ફાંફાં મારવા લાગ્યાં. મીઠારામ આનંદી સ્વભાવનો હતો, પાસે પૈસા આવ્યા કે તેણે ઠાઠથી રહેવા માંડયું. પીસતાલીશ વર્ષની ઉમ્મરે તેણે મુંબાઇ શહેરમાં એક ન્હાની ચાલી ખરીદી લીધી, તથા રહેવાને માટે એક ન્હાનું ઘર બંધાવ્યું.

પતિનો વૈભવ ભોગવવા તેની પત્ની જીવી શકી નહતી. તે એક બાલકુમારને મુકીને ગુજરી ગઈ હતી. આપણી વાર્તા શરૂ થાય છે તે વખતે તે કુમાર જેનું નામ નરહરિ હતું તે અઢાર વર્ષનો હતો, અને મેટ્રીકની પરીક્ષા પસાર કરી એલ્ફીન્સ્ટન કોલેજમાં અભ્યાસ કરતો હતો.

ટ્રામમાંથી ઉતરતાં મીઠારામ ખિન્ન થઇ ગયો હતો, પણ ઘેર પહોચતાં તે પાછો ઉમંગમાં આવી ગયો તે પોતાને ઘેર ગયો ને વિશ્રાંતિ લેવા આરામ ખુરશી ઉપર બેઠો. દસેક મીનીટ તે સ્થિતિમાં રહી તેણે આટલામાં મુખ જોયું. વચલા દાંત હાલતા હતા, તેને સુવર્ણ તારથી બંધાવી દીધા હતા. થોડો સમય દાંતે બંધ પકડયો હતો પણ પછી પાછા હાલવા શરૂ થયા હતા. તેનો જીવ તેમાં ને તેમાં રહેતો. તેણે ઘણો નિશ્ચય કર્યો હતો કે ભલે દાંત હાલ્યા કરે, આપણે એને છેડવા નથી, પણ જીભ દાંતની પાછળ પડી હતી, અને તેને હાંકી કહાડવા મથતી હતી. પાંચેક મીનીટ એ ચિંતામાં વખત ગાળી તે સ્વસ્થ બેઠો. સ્હામે નરહરિનાં ચળકતાં બુટની જોડી પડી હતી, તે તેણે પહેરી લીધાં, ને બ્હાર જવા ઉપડયો.

રાત્રિ પડી હતી, પણ નરહરિ ઘેર આવ્યો નહતો. તે કેમ નહીં

આવ્યો હોય એમ ચિંતામાં થોડા સમય રાહ જોઇ. આખર કંટાળી મીઠા-રામ બહાર ગયો. નરહરિએ તેને જતાં જોયો. તે ઉંચો, પાતળો, હસમુખો, ને આનંદી હતો. કોલેજમાં તે સર્વેનો માનીતો હતો, અને રમતગમત તથા અભ્યાસમાં હુશીઆર હોવાથી પ્રોફેસરો તેને ચ્હાતા હતા.

બુઢ્ઢા અત્યારે ક્યાં જતા હશે" તેણે વિચાર્યું. "બરાબર, હમણુંના તે પણ જાય છે, ને તેટલા માટેજ ભભકાબંધ કપડાં પહેરે છે."

તે ઘરમાં દાખલ થયો. નોકરે ચ્હાનો પ્યાલો આપ્યો.

"કાકા ક્યારે આવવાના છે?" તેણે પુછ્યું.

"ભાઈ," ઉત્તર મળ્યો, "તમારી રાહ જોઇ હમણાંજ ગયા."

નરહરિએ જોયું કે પોતાનાં નવાં બુટ નહતાં. "મારાં બુટ ક્યાં છે?"

"ભાઇ, તે તો પોતે પહેરી ગયા છે," ઉત્તર મળ્યો.

"ઓત્ તારીની, કાકા તો આજ મારાં બુટ પહેરી ગયા લાગે છે! મારી ટાઇ તથા કોલર દેખાતાં નથી એટલે તે પણ તે લઇ ગયા હોય એમ જણાય છે. ડોસો ઘરડો થતો જાય છે એમ તેની મતિ ફરતી જતી હોય એમ લાગે છે," એમ વિચાર કરતાં તે ચ્હીડાયો ને પછી સ્વકાર્યમાં નિમગ્ન થયો.

મીઠારામે વીકટોરીઆ ભાડે કરી લીધી અને કાલબાદેવી સ્ટ્રીટ આગળ ઉતરી પડયો. તેની એક ચાલમાં વચલે માળે જીવકોર નામની એક ચાલીશ વર્ષની વિધવા સ્ત્રી શિક્ષક રહેતી હતી.

"તારાં બાઇ છે કે?" મીઠારામે તેની ચાકરડીને પુછ્યું.

ચાકરડીએ તેને માન આપ્યું ને "હાજી, ઘરમાં છે, પધારો," એમ કહી તેને અંદર લઇ ગઇ.

સાંજ પડી હતી, તેથી જીવકોરના ઘરમાં દિવા થઇ ગયા હતા. તે બેઠી બેઠી "સ્ત્રી બોધ" નો અંક વાંચતી હતી. તેને જોઇ સત્કાર કરવાને ઉભી થઇ બોલી, "પધારો, પધારો, આપે કેમ તસ્દી લીધી!"

પ્રસન્ન વદને મીઠારામ હીંચકા ઉપર બેઠો. થોડા વખત બન્ને બોલ્યાં ચાલ્યાં નહીં, પણ જીવકોર સ્હમજી ગઇ કે આજ કાંઇ શુભ નિશ્ચય કર્યો લાગે છે.

"હમણા નવા ઉપદેશક આવ્યા છે, તેમનાં રસમય ને બોધદાયી ભાષણોમાં મને બહુ રસ પડે છે, મીઠારામજી" જીવકોરે વાત ચલવી.

મીઠારામ—હા, હું પણ એકાદ વખત ગયો છું ને મને રસ પડયો છે, વેદાન્ત વગર આપણું જીવન નકામું છે. તેનાં સૂક્ષ્મ તત્વો તે ઉપદેશકે સ્હમજાવ્યાં હતાં. એકેશ્વરવાદી ઇશ્વરચંદ્ર તથા તેની સ્ત્રી ઇંદિરા ભજન

કીર્તન કરી લોકોને આકર્ષે છે, પણ આપણા નવા ગુરૂ મહારાજ આગળ તે કાંઇ હિસાબમાં નથી.

મીઠારામે નવાં પ્રસિદ્ધ કરેલાં મીઠાઇનાં કાવ્યોની જીવકોર મુખ્ય પ્રસંશક હતી. તેને માટે તેને માન હતું. તે બાળ વિધવા હતી, તે નીશાળની નોકરીમાં દાખલ થઇ ગઇ હતી, તેથી વાંચવાનો શોખ થયો હતો. પણ તેને પ્રેમમય નવલ કથાઓ, હલકા પ્રકારનાં કાવ્યો વાંચવા તરફ વૃત્તિ વધારે હતી. મીઠારામને તેણે પ્રશંસાપત્ર લખ્યો હતો તેથી તે હમણાંનો તેની પાસે આવતો જતો તે સાથે મીઠાઇની વાનીઓ ભેટ આપતો. "તમારે સારૂ માવાની ઘારી ને સુતરફેણી લેતો આવ્યો છું, તેની વાની ચાખશો ?" મીઠારામે વાત ફેરવતાં કહ્યું.

"હાજી, તમારી મીઠાઇ ચાખવાનો અપૂર્વ લાભ મને મળે છે, એ પરમ આનંદની વાત છે," એમ બોલી તેણે કટકો કરી ખાવા શરૂ કર્યું.

તેની સાથે ખાતાં ખાતાં મીઠારામ બોલ્યો, "જીવકોર, હવે જાણે આપણી ઉમ્મર પાકી થઇ. આ વખતમાં પીસતાલીશ વર્ષ એ કાંઇ ઓછાં ન કહેવાય. યૌવનની મઝા જે વીશ વર્ષ ઉપર હતી તે ન રહી."

જીવકોર—હાસ્તો આપણે બન્ને હવે આધેડ તો ગણાઇએસ્તો.

મીઠારામ—આપણું મન વૃદ્ધ થયું નથી. તેમ લાંબા વખતની મારી ઇચ્છા હું હવે અમલમાં મુકવા ઇરાદો રાખું છું.

જીવકોર—એવી આપની શી ઇચ્છા છે ?

મીઠારામ—જીવકોર, જ્યારથી હું તમને મળ્યો છું, ત્યારથી તમારે માટે દયાને પછી પ્રેમની લાગણી ઉત્પન્ન થઇ છે. તમે સંસારનું શું સુખ ભોગવ્યું છે? જગતની દરકાર તમારે ક્યાં સુધી કરવી ? મારી ઇચ્છા તમારી જોડે પુનર્લગ્ન કરવાની છે. તમારી અંતરની ઇચ્છા શું હશે તે હું જાણી શકતો નથી. પણ હું ધારૂં છું કે તમારા જેવી વિદુષી બાળવિધવા ફક્ત જગતના ડરથી પુનર્લગ્ન ન કરે; બાકી ઇચ્છા તો હોયજ. કેમ, બોલતાં નથી.

જીવકોર શરમાઇ ગઇ ને બોલી, "મીઠારામ, એકદમ તમે તમારો વિચાર પ્રદર્શિત કર્યો ! જરાપણ સંકોચ વગરે ?"

મીઠારામ—આવી ઇચ્છાઓની એકદમજ શરૂઆત થાય છે. મારાં સુંદર કાવ્યોને સ્હમજે અને તેમાં રસ લે એવી તમારા જેવી બીજી સનારી કોણ છે ? વળી મારા ઘરનો, દુકાનનો બંદોબસ્ત પણ તમારા જેવી કાર્યકુશળ સ્ત્રી સારી રીતે રાખે. નરહરિની માતાની ખોટ પણ પુરી પાડો એવાં તમે છો.

જીવકોર વિચારશીલ જણાઇ.

" મારી દરખાસ્ત તમને અસાધારણ અગર વહેલી લાગતી હોય તો થોડો સમય જવા દઇ નિશ્ચય ઉપર આવજો " મીઠારામે કહ્યું, " વિધુરાવસ્થાની એકલી જીંદગી ભોગવી હું કંટાળી ગયો છું. મારી દુકાનની ખ્યાતિ સારૂ મેં આટલાં વર્ષ મહા મહેનત કરી છે. હવે મને કંટાળો આવ્યો છે. મારી પાસે ચાર પૈસા આવ્યા છે, પણ તેનો ઉપયોગ કરનાર કોણ ? હું પહેલી ફેરી પરણ્યો તે વખતે મારે તેને સંતુષ્ટ કરવી પડતી હતી. હવે તમારી જોડે પુનર્લગ્ન કરૂં ને તમે મને આનંદ આપશો એ આશાથી કરૂં છું. તમે પ્રેમ શું છે તે સારી રીતે સ્હમજો છો. તે પ્રેમની દેવી તરીકે તમને પૂજું છું, ને તમારા પ્રેમની અપેક્ષા રાખું છું. "

જીવકોરને મીઠારામ તરફ પૂજ્યભાવ હતો. તે સ્ત્રી શિક્ષક તરીકે પરાકાષ્ઠાએ પોતાનું જીવન પુરૂં કરતી હતી. થોડા વખત ઉપર તેની વૃદ્ધ માતા મૃત્યુ પામી હતી, એટલે તે સ્વતંત્ર થઇ હતી. મીઠારામની અને તેની જ્ઞાતિ એક હતી. પણ તેઓ ઉચ્ચ જ્ઞાતિનાં હોવાથી પુનર્લગ્ન થઇ શકે એમ ન હતું. મીઠારામ આટલી હિંમત ભીડશે એમ તેણે ધાર્યું ન હતું. પુનર્લગ્ન કરવા તેને વારંવાર ઇચ્છા થતી, પણ વૃદ્ધ માતાની ખાતર ને યોગ્ય પુરૂષને અભાવે તેના વિચાર તેના મનમાં સમાઇ જતા. આજ તેને અપૂર્વ આનંદ થયો. મીઠારામ જેવો ધીકતો વ્યાપારી, ને જાણીતો કવિ તેની પાસે આવીને લગ્નની પ્રાર્થના કરે એ એના ભાગ્યનો કેવો ઉદય ? લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હો ધોવા કોણ જાય ?

તે થોડા વખત પછી હર્ષથી બોલી, " મીઠારામ, તમે મને ચાહો છો " ?

મીઠારામ—જીવકોર, હું તમને તમારે ખાતર ચાહું છું. તમારી ઇચ્છા હશે તો પુનર્લગ્નની વાત હાલ જાહેર નહીં કરૂં. આપણે એક બીજાના સહવાસમાં થોડો સમય આવીએ ને જો આપણે એક બીજા વિચારમાં સંમત થઇએ તોજ લગ્ન કરવું. મારૂં હૃદય ખોલીને જોશો તો તમારી પ્રેમમય છબી તેમાં વસી છે.

જીવકોર—તમારો વિચાર યોગ્ય છે. આપણે ઉચ્ચ પ્રકારના પ્રેમને ખાતર લગ્ન કરીએ છીએ, નહીં કે સ્વાર્થને ખાતર, એમ જગતને આપણે બતાવવું છે.

મીઠારામ—આપણો મત એક થયો એ અપૂર્વ આનંદની વાત છે. જીવકોર, આપણાં મન મળ્યાં એટલે હવે એક બીજો વિચાર હું તમને જણાવવા માગું છું.

જીવકોર—ઘણી ખુશીથી પ્રદર્શિત કરો.

મીઠારામ—મારી ઇચ્છા નરહરિ જોડે કોલેજમાં દાખલ થવાની છે!

જીવકોર—એ શી રીતે બનશે? તમારી ઉમ્મર ઘણી વધી ગઇ છે. તમને દાખલ કરશે?

મીઠારામ—કેમ દાખલ નહીં કરે? હું મેટ્રીકયુલેશન તો પાસ થયો છું. મને દાખલ કરવા કોણ ના પાડી શકે એમ છે? ઉમ્મરનો બાધ નડી શકે એમ નથી. જીવકોર, આપણે બન્નેએ એમજ જાણવાનું છે કે આપણે વીશ વર્ષનાં ન્હાનાં છીએ. કોલેજનું ઉચ્ચજીવન ગાળવાની મને ઘણી અપેક્ષા છે. તમે સંમત થાઓ તો હું આજ રાતે નરહરિનો મત લઇ નિશ્ચય ઉપર આવી જાઉં.

જીવકોર—હું તમારા વિચારને સંમત છું. તમારી જોડે થોડા સમય પછી હું પુનર્લગ્ન કરીશ. ત્યાં સુધી આપણી વાત જાહેરમાં મુકવા જરૂર નથી.

મીઠારામ—નરહરિને એ વાત જણાવવામાં હું કાંઇ હરકત જોતો નથી. તેણે તમને માતા તરીકે માન આપવુંજ જોઇએ.

જીવકોર મૌન રહી. થોડો સમય પરચુરણ વાતો કરી પૂર્ણ આનંદમાં મીઠારામ જાણે પચીશ વર્ષનો યુવાન બની ગયો હોય એવી ભાવનાથી જીવકોરની રજા લઇ પોતાને ઘેર ગયો.

---

## પ્રકરણ ૨ જું.

---

### પિતાપુત્ર.

તે રાત્રિએ વાળુ કરતી વખતે પિતાપુત્ર જોડે ઝાઝી વાત ન થઇ. પરવાર્યા બાદ તેઓ સાથે બેઠા.

"કાકા," નરહરિ બોલ્યો, "મેં હમણાં નવાં બુટ ખરીદ્યાં છે, પણ તેનું બીલ તમારે આપવું પડશે.

મીઠારામ વિચારમાંથી ચમકયો. "તને હું અમુક રકમ આપું છું તેમાંથી તારે કપડાં, બુટ વિગેરે ખાનગી ખર્ચ કરવાનું છે. એમ બુટનાં બીલ આપે મને પાલવે એમ નથી.

નરહરિ—કાકા, મારાં નવાં બુટ તમે પહેરી ગયા હતા. ને મારે કોલેજમાં નવા બુટ પહેરીને જવાની જરૂર છે. તમારાં બુટના પૈસાતો તમે આપશો ને?

મીઠારામને યાદ આવ્યું કે તેણે તેનાં બુટ પહેર્યાં હતાં. "હા, બરા-

ખર, તો ભલે મુનિમ પાસેથી પૈસા લઇ લે જે. બીજો બાપ આમ ઉદાર-રતાથી પૈસા ન આપે."

નરહરિ—તેમ બીજો પિતા પુત્રનાં બુટ તફડાવી પણ ન લે.

મીઠારામે વાતનો વિષય બદલ્યો. "તારે વેકેશન પડવાની કેટલી વાર છે?"

નરહરિ—હવે આઠેક દિવસમાં પડશે.

મીઠા—પાછી ક્યારે ઉઘડશે.

નરહરિ—બીજે મહિને.

મીઠારામ—નરહરિ, તને કોલેજની કેળવણી લેવાનો લાભ મળ્યો છે તે મોટા ભાગ્યની વાત છે. તારે બાવીશ વર્ષની ઉંમર સુધી કેળવણી લેવી. કેળવણીના ફાયદા અનહદ છે. ગ્રેજ્યુએટ થવામાં કેટલું માન છે? હું ભણેલો તો છું ને મારૂં જ્ઞાન ભલભલા ગ્રેજ્યુએટથી ચ્હડીયાતું છે. પણ મને છાપ નથી એટલો વાંધો છે.

નરહરિ—હા, કાકા; તમારી દયારામભાઇની કવિતાની નવી આવૃત્તિ જેમાં મીઠાઇની જાહેરખબર દાખલ કરી દીધી છે, તેની બધે વાહવાહ બોલાય છે.

મીઠા—જો, સાંભળ! હવે તું કાંઇ ન્હાનો ન કહેવાય. પ્રાપ્તે તુ ષોડશે વર્ષે પુત્રામિત્રલમાર્ચરત્તુ। તું મારા મિત્ર બરાબર થયો. હવે સ્હમજ્યો?

નરહરિએ હસવું ખાળી રાખ્યું. તે બોલ્યો:—"કાકા, તમે કહેવા શું માગો છો?"

મીઠારામ—તારે એમ જાણવું કે આપણે બન્ને ભાઇઓ છીએ, અને પિતા પુત્ર નથી, પડી સ્હમજણ.

નરહરિ—કાકા, એમ તે મનાતું હશે? તમે મોટા તે મોટા ને હું ન્હાનો તે ન્હાનો.

મીઠા—જો, મારા મનમાં એક વિચાર આવ્યો છે, તે કદાચ તને નવાઇ ભરેલો લાગશે, પણ તારે તે માન્ય કરવો પડશે.

નરહરિ—હું ગ્રેજ્યુએટ થયા પછી મીઠાઇનો ધંધો ચલાવવા માંગતો નથી. મારે ઈંગ્લંડ જઇ આગળ અભ્યાસ કરવો છે.

મીઠા—તે દહાડાની વાત તે દહાડે છે. હજી બી. એ. તો થાઓ.

નરહરિ—કાકા, તમે શું કહેવા માંગો છો? કહી નાંખો તો હું મારા ખંડમાં જઇને વાંચું.

મીઠા—મારે તારી જોડે કોલેજમાં દાખલ થવું છે.

નરહરિ હસી પડયો. "કાકા, તમારે કૉલેજમાં દાખલ થવું છે? હવે પાકે હાલ્લે કાંઠલા ચ્હડતા હશે?"

મીઠારામ ગુસ્સે થઇ ગયો.

"કાકા," નરહરિ હસતે હસતે બોલ્યો, "મારા મિત્રોને આ વાત કરીશ ત્યારે તેઓ પેટ પકડીને હસશે."

મીઠારામ કડક સ્વરે બોલ્યો—"તું તારા મનમાં શું સ્હમજે છે? હું જરા પણ આ બાબતમાં મશ્કરી કરતો નથી. એ લોકો શા માટે મને હસે એનું કારણ મારાથી સ્હમજાતું નથી. તું તારા પિતા તરફ વફાદાર નથી તેથીજ તને આવી બાબતની શરમ આવે છે. મેં તન તોડીને મહેનત કરીને પૈસો પ્રાપ્ત ન કર્યો હોત તો તું કેળવણી ક્યાંથી લેત! આવાં સુંદર કપડાં, આવાં સારાં બુટ શી રીતે પહેરત? અત્યારે તું કોઈ વાણીઆને ઘેર ગુમાસ્તો રહીને દુકાનમાં વાસીદું વાળતો હોત, અગર એકાદ છાપખાનામાં નોકર રહી છાપાં વહેંચતો હોત. તને કેળવણી આપી તેનો તું આવો બદલો વાળે છે? તારો પિતા ગ્રેજ્યુએટ કહેવાય તેમાં તને શરમ આવે છે?

નરહરિ—કાકા, મારે તમારે લીધે શરમાવા જેવું કાંઇ નથી. મેં માત્ર એમ ધાર્યું હતું કે તમે ધંધો છોડી, દુકાન વેચી દઇ, ભગવાનનું ભજન કરશો. તમે કૉલેજમાં દાખલ થશો એવો મેં સ્વપ્ને પણ ખ્યાલ રાખ્યો ન હતો. ખરી રીતે તમે કૉલેજમાં દાખલ થઇ શકો એ વિચાર અસંભવિત અને મશ્કરી જેવો મને લાગે છે.

મીઠારામ—શા માટે તને એ વાત અસંભવિત લાગે છે?

નરહરિ—કૉલેજમાં આપણે બન્ને મૂર્ખતાના નમુના ગણાઇશું.

મીઠા—તને બધા મૂર્ખ ગણે તો ભલે. મને સંપૂર્ણ ખાત્રી છે કે મને કોઇ મૂર્ખ કહેનાર નથી. બલ્કે મારી પ્રસંશા થશે કે જાતમહેનતથી કમાઇ પોતાના પુત્રને કેળવણી આપી, પોતે પાકી ઉમ્મરે ગ્રેજ્યુએટનો ઝબ્બો લેવા ઇંતેજાર છે.

નરહરિ—કાકા, તમને સર્વે કહેશે કે આ મૂર્ખાઇ ભરેલું પગલું છે.

મીઠા—આપણે બન્ને રેસીડેંસી ક્વાર્ટર્સમાં સાથે રહીશું.

નરહરિ—તમને રેસીડેન્સીમાં કોણ રૂમ આપશે?

મીઠા—તારે જેમ ધારવું હોય એમ ધાર્ય. હું તારી જોડેજ એલ્ફીન્સ્ટન કૉલેજમાં દાખલ થઇશ. મારી ઓળખાણવાળો કૉલેજનો ક્લાર્ક છે, એને મીઠાઇની પડીકીઓ મોકલી આપીશું એટલે આપણા લાભમાં ઉતરશે. દુનિયાં શી રીતે ચાલે છે, તેની મને તારાથી વધારે ખબર છે.

નરહરિ—શું આપણે બન્ને રસીડેન્સી સ્ટુડંટસ તરીકે સાથે રહી શકીશું?

મીઠારામ—મારા મિત્રને મેં પુછ્યું હતું, ત્યારે તેણે કહ્યું કે હું એન્ટ્રન્સ પરીક્ષા પાસ કરૂં તો દાખલ થવામાં વાંધો નહીં આવે તે ઉપરથી શિક્ષક મેળવવા મેં પેપરમાં નોટીસ આપી હતી. મારા ઉપર ચારસોને ત્રીસ અરજીઓ આવી છે. મેં આપણા પડોશી પોચાલાલને માસ્તર તરીકે રાખવા ધાર્યો છે. એણે ગઇ સાલ ડીગ્રી મેળવી છે. એની જોડે સ્હવારનો વખત હું અભ્યાસમાં ગાળીશ.

નરહરિ કંટાળેલા જેવો માથું ખંજવાળતો બેઠો હતો. મીઠારામે આગળ વાત ચલવીઃ—"બીજી મારી ઇચ્છા એ છે કે જીવકાર જોડે પુનર્લગ્ન કરવું."

વજ્રપાત થયો હોય એમ નરહરિ ચમકયો.

"કાકા," તેણે કહ્યું "એકથી એક ન્હડીયાતી વાતો તમારા મુખથી હું સાંભળું છું. તમે હાનિકારક પગલાં ભરોછો, જેથી મેળવેલી આબરૂ ને લક્ષ્મી ગુમાવશો.

મીઠારામે હસીને કહ્યું—સ્ત્રી વિના ગૃહ નથી. નરહરિ તારી માતાના ગુજરી ગયા પછી આપણું ઘર કેવું સ્મશાન જેવું લાગે છે.

નરહરિ—પિતાજી, આપણને નાત કનડશે.

મીઠારામ—આપણે નાતની દરકાર કરવાના નથી. આપણી નાતનાં ભગવતી, મધુકર તથા કુંજબાલાને તેમના મળતીઆઓને નાતે કેટલી એ વાર સતાવ્યા, ને પાછા ઠેકાણે આવ્યા. પુનર્લગ્નને માટે આજ આપણને નાત બ્હાર મુકશે ને કાલ આપણને નાતમાં લેશે.

નરહરિ—તે કદી નહીં બને. નાતમાં કેટલાક એવા ડંખીલા માણસો હોય છે કે ધારે તો આપણને ગમે તેટલા હેરાન કરે. જ્ઞાતિ સંબંધી વિવેચન કરતાં અમારા વિદ્વાન પ્રોફેસરે અમને કહ્યું હતું કે જ્ઞાતિઓએ ભૂત કાળમાં ઘણી સારી સેવા બજાવી હશે, પણ હાલ તો પ્રગતિમાં હાનિ પહોચાડે છે. બલ્કે પરસ્પર કલેશમાં જ્ઞાતિની ખુવારી થઇ ગઇ છે. જ્ઞાતિ-[illegible] किम् માટે જ્ઞાતિ જોડેની તકરારમાં આપણે ફાવવાના નથી.

મીઠારામ ઠંડે પેટે સાંભળતો હતો. નરહરિએ આગળ ચલવ્યું. "કાકા, તમે જ્ઞાતિના પટેલીઆ ગણાઓ. તમેજ આવું પગલું ભરશો તો નાત તમને વધારે હેરાન કરશે."

મીઠારામ—નાતના પટેલીઆઓ જયારે આવા પ્રકારની હિંમત ધરશે ત્યારે નાતનો ઉત્કર્ષ થશે.

**यद्यदाचरति श्रेष्ठ स्ततदेवे तरोजन:।**
**सयत् प्रमाणं कुरुते लाकस्तद् वर्तते ॥**

નરહરિ—કાકા, મને નાતનો વધારે અનુભવ નથી, પણ હું નક્કી કહું છું કે તમે જો પુનર્લગ્ન કરશો તો નાત તમને ચોક્કસ બહાર કહાડશે.

મીઠારામ—હું મારા નિશ્ચયમાં દૃઢ છું.

નરહરિ બોલ્યા વગર પોતાના ખંડમાં ચાલ્યો ગયો. તેના ગયા પછી મીઠારામે વિચાર્યું, "છોકરો કેવો મૂર્ખ છે! અત્યારે હું ઘરમાં બાર વર્ષની છોકરીને મારી સ્ત્રી તરીકે લાવું તે શોભે! મારી ઉમ્મરના માણસોએ પુનર્લગ્ન કરવું એજ ઉચિત છે. છોકરો નાદાન ને અદેખો લાગે છે. હું ગ્રેજ્યુએટ થઇશ એમાં એનું શું ગયું! એના મનમાં ઠીક કે આપણે તો મૂર્ખજ છીએ. એ જાણતો નથી કે મને જેટલાં વર્ષ થયાં છે એટલા એને દહાડા પણ નથી થયા."

તે હસ્યો ને પછી સુવાના ખંડમાં ગયો.

---

## પ્રકરણ ૩ જું.

---

### પ્રોફેસરે આપેલી સલાહ.

મીઠારામ મીઠાઇવાળા એલ્ફીન્સ્ટન કોલેજના એક પ્રોફેસરની સલાહ લેવા આવેલા હતા. પ્રોફેસર આરામ ખુરશી ઉપર બેઠો બેઠો ન્યુસપેપર વાંચતો હતો, ને તેની જોડે વાત કરતો હતો.

"મી. મીઠારામ" તેણે ન્યુસપેપરમાંથી તેના ભણી નજર કરી કહ્યું. "મને તમારા પત્રમાં સ્હમજણ પડી નહીં તેથી તમને રૂબરૂમાં મળવા બોલાવ્યા. તમે, હું ધારૂં છું, જાતે અંડર ગ્રેજ્યુએટ તરીકે અમારી કોલેજમાં દાખલ થવા માગો ?

મીઠાલાલ—હાજી, હું પોતે કોલેજમાં દાખલ થવા માગુ છું.

પ્રોફેસર—હું ધારૂં છું તમારા નામનો એક અંડરગ્રેજ્યુએટ અમારી કોલેજમાં છે.

મીઠાલાલ—હાજી, તે મારો પુત્ર છે.

પ્રોફેસર—ઓ યસ; છોકરો ઘણો સારો ને બાહોશ છે. તે અમારી કોલેજમાં છે તેને માટે અમે ખુશી છીએ. તે એક અચ્છો ક્રીકેટીઅર છે. બોટીંગ (હોડી હંકારવા) માં પણ તે ચાલાક છે.

હોડી હાંકવી કે ક્રીકેટ રમવી એમાં એટલું બધું શું મહત્વ હશે એ મીઠારામથી સ્હમજાયું નહી.

૭૯૫૮

"મારી ઉમ્મરનો માણુસ કોલેજમાં દાખલ થાય એમાં કોઇપણ પ્રકારનો બાધ નહીં હોય! કેમ ખરૂંને, સાહેબ." મીઠારામે પ્રશ્ન કર્યો.

જરાક આનાકાની સાથે પ્રોફેસરે ઉત્તર દીધો, "યુનીવર્સીટીના કાયદા પ્રમાણે કાંઇ બાધ નથી. પણ આ વિચાર જરા અસાધારણ લાગે છે. એકજ કોલેજમાં પિતા અને પુત્ર એક વખતે દાખલ થાય એ બનાવ નવાઇ જેવો છે. અમે અમારા વિદ્યાર્થીઓ સાથે છુટથી રહીએ છીએ. તમારા જેવા પાકી ઉમરના માણુસને અમારૂં વર્તન સખ્ત લાગે, અમને પણ સંકોચ લાગે.

મીઠારામ—બીલકુલ નહીં, સાહેબ. હું નિયમને અનુસરીને ચાલનારો છું. જે ઉચ્ચ કેળવણી મેળવવા ખાતર પ્રોફેસરોનાં કટુ વચનો પણ સહન કરૂં એમ છું. અમે, સાહેબ, એકડીઆની કલાસમાં હતા ત્યારે એક કહેવતમાં કહેવામાં આવતું કે "સોટી વાગે ચમચમ, વિદ્યા આવે રમઝમ" તેનો સાક્ષાત્કાર થશે. તમે કદાચ સોટી મારશો તે પણ સહન કરીશ.

પ્રોફેસર—આટલા મોડા કોલેજમાં દાખલ થવાની તમને કેમ ઇચ્છા થઇ?

મીઠારામ—સાહેબ, મને ન્હાનપણથી કેળવણી ઉપર પ્રીતિ છે. મેટ્રીકની પરીક્ષા મેં છઠ્ઠા ધોરણમાંથી પસાર કરી પછી મારી પાસે સાધનને અભાવે, મેં મીઠાઇનો ધંધો શરૂ કર્યો, ને પૈસો પ્રાપ્ત કરવા ઘણી મહેનત કરી. સાથે સાથે ગુજરાતી સાહિત્યની પ્રવૃત્તિ કરી. આપને કદાચ ખબર નહીં હોય પણ મેં દયારામભાઇનાં કાવ્યોની નવી આવૃત્તિ કહાડી છે, તેમાં મારી સર્વત્ર વાહ વાહ બોલાઇ છે.

પ્રોફેસર—તમે મેટ્રીક પાસ કર્યાં પછી સંસ્કૃત પરસ્યન અગર ફ્રેંચનો અભ્યાસ જારૂ રાખ્યો છે?

મીઠારામ—ના, સાહેબ ભાગ્યું તુટયું સંસ્કૃત જાણતો હતો તે લગભગ વીસરી ગયો છું. વળી મીઠાઇના ધંધામાં સંસ્કૃત અગર પરસ્યનની શી જરૂર પડે, સાહેબ!

પ્રોફેસર—ત્યારે તમારાથી એન્ટ્રન્સ પરીક્ષા પાસ નહીં થઇ શકે તમે અમારે ત્યાં દાખલ થવાનો અભ્યાસ કરતાં વર્ષોનાં વર્ષો ગાળશો.

મીઠારામે તોછડાઇથી જવાબ દીધો, "એ મારે જોવાનું છે, સાહેબ. મારામાં કેટલી શક્તિ છે, આવડત છે, તે પરીક્ષા ઉપરથી જણાશે. તમારાથી લેવાય એટલી સખ્ત પરીક્ષા લેજો ને જો ક્રેડીટથી પાસ થાઉં પછી તો કાંઇ વાંધો નથી ને?

પ્રોફેસર ગુસ્સે થયેલો જણાયો. " તમારી ધારણામાં તમે ભુલ કરો છો, એમ હું ધારૂં છું, " તેણે કહ્યું " તમારો તેમ કરવા આગ્રહ હોય, એ જોવાનું મારૂં કામ નથી, એમ તમે જે કહોછો એટલે તે વિષે વધુ વિવેચન કરવા હું ઇચ્છતો નથી. તમારા પુત્રને ખાતર તમે કોલેજમાં દાખલ ન થાઓ એમ હું ઇચ્છું છું. તે ઘણો ચાલાક, ને રમત ગંમતમાં જાણીતો છે. તમારા આવવાથી એની સ્વતંત્રતા ઉપર અંકુશ આવશે. યુનીવ્હર્સીટીનું શિક્ષણ યુવાન માણુસો માટે છે. ત્યાં તે સ્વતંત્રાથી રહે છે. તમારા આવવાથી તમારો પુત્ર એ લાભ ખોશે.

મીઠારામમાં વ્યાપારી બુદ્ધિ હતી. સ્હામા ઘરાકને શી રીતે છેતરવો, મ્હાત્ કરવો તે સારી રીતે તે સ્હમજતો. પોતાના કરતાં પોતાનો છોકરો વિશેષ લાભ લઇ જાય એ એને પાલવ્યું નહીં. " સાહેબ, એ અમારે સ્હમજવાની વાત છે. નરહરિને હું અચ્છા પ્રકારના મિત્ર છીએ. હું એના ઉપર બીલકુલ અંકુશ રાખતો નથી. જે કેળવણી લેવા હું ભાગ્યશાળી થયો નથી, તે મેં તેને આપી છે. આપણે એ વાત બાજુ મુકી વિચાર કરીએ. "

પ્રોફેસરે આંખ ફેરવી કહ્યું, " તમે ટેસ્ટ પરીક્ષા પસાર કરીને કોલેજમા દાખલ થવા માંગતા હોતો—જે થવું તમે ધારો છો તેથી વધારે કઠિન છે—તમારે નાદાન ઉમરવાળા છોકરાઓ જોડે રહેવું પડશે."

મીઠારામ—હું તેનાથી ડરૂં એમ નથી. મેં મારૂં યૌવન જાળવી રાખ્યું છે, અને જુવાનીઆઓને હૂં છક્કડ ખવડાવું એમ છું.

પ્રોફેસર—તમારે સારી ચાલનું સર્ટીફીકેટ મેળવવું પડશે.

મીઠાલાલ—કહો તો મુંબાઇ શેરીફનું સર્ટીફીકેટ આપું. હું કાંઇ લુચ્ચો કે હલકો માણુસ નથી. આખું શહેર મને ઓળખે છે. તમારા જેવા પંતુજીઓ નહીં ઓળખતા હોય!

પ્રોફેસર—અહુ સારૂં ત્યારે. આ છાપેલો કાગળ તમે વાંચી જુઓ. એમાં તમારો કોર્સ છે. મારી સલાહ માંગો તો એક માસ્તરને ભણાવવા રાખજો.

મીઠાલાલ—પોચાલાલ નામના તાજા ગ્રેજ્યુએટને મેં માસ્તર તરીકે રોકયો છે.

પ્રોફેસર—ઠીક, ત્યારે; સાહેબજી; મારે કેટલાક વિદ્યાર્થીઓને મળવું છે.

પ્રોફેસરને નરહરિ માટે માન હતું ને અભિપ્રાય પણ સારો હતો. તેનો પિતા આવે મુર્ખ હશે તેની તેને ખબર ન હતી. તેને કોઇનું કામ ન

હતું પણ મીઠારામથી કંટાળી તેને વદાય કરવા, તે ઘરની બ્હાર નીકળ્યો હતો, માર્ગમાં નરહરિ મળ્યો.

નરહરિ—ગુડ મોર્નીંગ, સર.

પ્રોફેસર—ગુડ મોર્નીંગ, મી. નરહરિ હું તમનેજ ખોળતો હતો.

નરહરિ—થેંક્યુ સર મારૂં શું કામ પડયું ?

પ્રોફેસર—તમારા ફાધર હમણાંજ મને 'કનસલ્ટ' કરીને ગયા.

નરહરિનું મુખ મ્લાન થયું, ને નીચું ઘાલ્યું.

પ્રોફેસર—તમારા ફાધર 'બીઝનેસમાં' તો 'સોબર' છે. ત્યારે આવું ઘેલું ક્યાંથી લાગ્યું છે ?

નરહરિ—તેમને ડીગ્રી લેવાનું ઘણું મન છે.

પ્રોફેસર—એ ખરૂં, મીસ્ટર. પણ આ બધી વાત કેવી "લ્યુડીક્રસ" લાગે છે. આ એક પ્રકારની "ઇડીઓસીંક્રસી" છે. મેં આ ટાઇપનો "સીન્સીઅર ફુલ" કોઇ દીઠો નથી.

નરહરિ—તે રીમેરેજ કરવા પણ માગે છે.

પ્રોફેસર—You mean remarriage with a widow ?

નરહરિ—Oh yes.

પ્રોફેસરે મુછ ઉપર આમળો દેતે દેતે કહ્યું–તમારા પ્રોસપેક્ટસ બધી રીતે બગડે છે.

નરહરિ—"હાજી, પણ બીજો ઉપાય શું. બુઢ્ઢા ભલે ગાંડાઇ કહાડે ને બેવકુફ બને. પ્રોફેસરે થોડીવાર વિચાર કરી કહ્યું," મીસ્ટર નરહરિ–મારી સલાહ છે કે તમારે ઇંગ્લંડ જવું."

નરહરિ—હું એ વિચાર ઉપર આવ્યો છું. પણ કવેશ્ચન મનીનો છે.

પ્રોફેસર—You are a rich man.

નરહરિ—Not I: my father is rich.

પ્રોફેસર—હું તમારે માટે સગવડ કરી આપું તો !

નરહરિ—તો હું જીવનપર્યંત તમારો ઉપકાર નહીં ભુલું.

પ્રોફેસર—તમારે તમારા ફાધરથી ગુપ્ત રીતે જવું પડશે Then the old fool will come round.

નરહરિ—તમે જે કહેશો એ મારે કબુલ છે.

એમ વાતો કરી તેઓ છુટા પડ્યા.

---

# પ્રકરણ ૪ શું.

## નિશ્ચયનો અમલ.

..ઠારામના વિચાર પ્રસિદ્ધિમાં આવી ગયો, અને વાતનો વિજય થઇ પડયો. તે હકીકત ન્યુસપેપરમાં પ્રકટ થઇ. લોકો મીઠારામની પાછળ હસ-કીકલી કરતા. પણુ મ્હોએ મુબારકબાદી આપતા. " સાબાશ છે, મી. મીઠારામ, તમારા સાહસને ધન્યવાદ ઘટે છે. કોલેજમાં દાખલ થવાનો વિચાર રાખ્યો. તમારા જેવા વિદ્વાનો આવાં પગલાં ભરશે ત્યારે જ ઉછરતી પ્રજાને શિખામણુ મળશે. આજકાલનાં ટીચકાંઓ બી. એ ને એમ. એ. ની ડીગ્રી ધારણુ કરી, સાહિત્યમાં માથાં મારવા માગે છે, પણુ તેમનામાં માલ હોતો નથી. તમારા જેવા વિદ્વાનો માત્ર ડીગ્રી ધારણુ નથી કરેલા હોતા તેથી તેમને તે ટીચકાંઓ ઉતારી પાડે છે. તેવા ઉછરતા ઉદ્ધત યુ-વાનોને તમે આબાદ શિખામણુ આપી છે. " આવા ઉત્તેજક વચનોથી મીઠારામ ફુલાઇ જતો. જ્યારે કેટલાંક પેપરોમાં મીઠારામની મૂર્ખાઇની ટીકા કરવામાં આવા હતી. નરહરિ ખિન્ન થઇ ગયો હતો. તેના મિત્રો તેની હાંસી કરતા, તે મુંગે મોહે સહન કરતો. મીઠારામ નરહરિને દમ બીડાવતો, અને વધારે કચ કચ કરીશ તો પૈસા નહી આપું એવી ધમકી આપતો.

જીવકોર તરફથી તેને મુબારકબાદી મળ્યા કરતી. તેથી તે વારંવાર તેની પાસે જતો. " કેટલાક ન્યુસપેપર વાળાઓ મારી ટીકા કરે છે. પણુ તેમને શું અકકલ હોય છે. બીચારા પેટ ભરવા માટે પેપરનો ધંધો કરે ને ભાડુતી માણુસો રાખીને કામ લે, તેમનાથી સત્ય શું સ્હમજાય ? જેમ દાણુાના વ્યાપારી, રંગના વ્યાપારી, ઘીના વ્યાપારી, તેમ ન્યુસપેપ-રના વ્યાપારીઓ એક જાતના વ્યાપારીજ જાણુવા.

જીવકોર પાસે તો એકજ વાત હતી. મીઠારામ કહે તેની હા કહેવી તેથી તે તેની પ્રીતિ સંપાદન કરી શકી હતી.

" આપણાં પુનર્લગ્ન તમે કોલેજમાં દાખલ થાઓ તે પહેલાં થાય તો ઠીક, જીવકોરે દરખાસ્ત મુકી.

મીઠારામ—એમ નહીં, જીવકોર, આપણા વચ્ચે પરસ્પર પ્રીતિ થાય તમે વિયોગના પત્ર લખો, પ્રેમઘેલો હુ તમને મળવા આવું, લોકો આપણી ટીકા કરે, પછી પુનર્લગ્ન થાય તો ઠીક.

જીવકોર— તમારી ગેરહાજરીમાં ધીકતી દુકાનને ધક્કો લાગશે. છોકરો રહ્યો નાદાન તે તમને હલકા પાડશે.

મીઠારામ—મુનિમ ભરોસા લાયક છે. તે દુકાન ચલવશે.

જીવકોર—ના, એ લોકો પોતાનું પેટ ભર્યા વગર રહે નહીં. તેમના ઉપર બહુ વિશ્વાસ ન રખાય.

મીઠારામ—તમને સોંપી જાઉં તો ?

જીવકોર—મારાથી એમને એમ તમારી વ્યવસ્થા ન થાય, લોકો વાતો કરે.

મીઠારામને જીવકોર ઉતાવળ કરતી હતી તે પસંદ ન પડયું. તેથી વાતનો વિષય ફેરવીને તે થોડા વખત પછી ઘેર ગયો.

નરહરિનું દીલ અભ્યાસમાંથી ઉઠી ગયું. તેના પિતાની મૂર્ખાઇ, ને ભવિષ્યમાં પોતાને થવાની હાનિ, આ બધા વિચારો તેનું મગજ કોતરી ખાતા; તે હિંમત ધરીને જીવકોરને મળવા ગયો.

જીવકોરે તેનો સત્કાર કર્યો, ને વાત શરૂ કરી. " નરહરિ, તારા પિતા તારી દેખરેખ રાખવા થોડા સમયમાં કોલેજમાં દાખલ થશે. તેમના જેવા ઉમંગી પિતાઓ ક્વચિત હોય છે. "

નરહરિ—આવું અવિચારી પગલું ભરતાં તમો અટકાવી શકો તેમ નથી ?

ભવાં ઉંચાં કરી તે બોલી—અટકાવું ? તારા પિતાને તેના ઉચ્ચ આશયમાંથી હું અટકાવું ? નરહરિ તારા પિતા જેવા ઉમદા સજ્જન તરફ તું આવા પ્રકારની હલકી અદેખાઇ કરે એ મેં ધાર્યું ન હતું.

નરહરિ—અદેખાઇ ! તમે શું કહેવા માગો છો તે હું સ્હમજી શકતો નથી.

કડકાઇથી જીવકોર બોલી—હું જે કહેવા માંગુ છું તે તું ચોકકસ સ્હમજે છે, અને તું અદેખાઇ કરે છે તે સત્ય છે. તારો પિતા તારા અભ્યાસ પાછળ પુષ્કળ ખરચ કરે છે ને જ્યાં ત્યાં તારી પ્રસંશા કરે છે જ્યારે તું તારી જાતનો જ લાભ તાકે છે. તેઓ તારાથી વધારે વિદ્વાન ગણાય, ડીગ્રી ધારણ કરે એ તને ગમતું નથી. આવી વૃત્તિઓ માટે તારે શરમાવું જોઇએ.

નરહરિ—તેઓ માત્ર હાસ્યાસ્પદ થશે એ નક્કી સ્હમજજો.

જીવકોર—તારી આત્મપ્રસંશાને લીધે તું તારા પિતાની હાંસી કરવાને કેવો હિંમત ધરે છે તે હું જોઉં છું.

નરહરિ—મારા પિતાને જગતમાં મૂર્ખ ન કહે એને માટે જ હું તમારા કરતાં વધારે દરકાર રાખું છું.

જીવકોર—કેવો ઠેકાણે આવ્યો ! હવે તું જાતેજ તારી હલકાઈ કબુલ રે છે. મને તારી શરમ આવે છે. તારામાં શક્તિ નથી કે તું તારા પિતાને કોલેજમાં દાખલ થતાં અટકાવે. ભલે તેમની હાંસી થાય. જ્યાં જ્યાં એ જશે ત્યાં પ્રથમ પંક્તિ ભોગવશે. તારા પિતા તારી જોડે રેસીડેંસીમાં રહેશે એ ત્હને પસંદ નથી તેનાં કારણો હું સ્હમજી શકું છું. તમે લોકો હોસ્ટેલોમાં સ્વતંત્ર રીતે રહો છો, અને યથેચ્છ વર્તો છો તેના ઉપર અંકુશ પસંદ નથી. તારી સલાહ માની જો એ કોલેજ દાખલ નહીં થાય તો એ જીવનની મ્હોટી ભુલ કરશે

નરહરિ ગુસ્સાથી બોલ્યો—કોલેજના મારા જીવનમાં શરમાવા જેવું મારે કશું નથી. પણ તમારા જેવાં સ્વાર્થી લોકો મારા પિતાને ઉંધી સલાહ આપીને બેવકુફ બનાવવા માંગો છો તે હું કદી બનવા નહીં દઉં.

જીવકોર—હું પણ એમજ ઇચ્છુંછું ને નરહરિ, તને સૂચના આપુંછું કે તારૂં મગજ જ્યાં સુધી ભમેલું રહે ત્યાં સુધી મારે ઘેર પગ મુકીશ નહીં, સ્હમજ્યો.

નરહરિ હસ્યો ને બારણા આગળ જતે જતે બોલ્યો, "ડોકરી, હું ફરી તારી પાસે આવવાનો નથી, સ્હમજી"

જીવકોરને દાડોહાડ લાગી ગયું. બેએક દિવસ તેણે તે વાતનો ઉચ્ચાર ન કર્યો. પણ ત્રીજે દિવસે તેણે મીઠારામને કહ્યું કે પહેલું આપણું પુનર્લગ્ન થવું જોઇએ. હું તમારા ઘરનું તંત્ર હાથમાં લઉં, પછીજ તમે કોલેજમાં દાખલ થાઓ."

મીઠારામ—એમ કરવામાં આપણને જ્ઞાતિથી બહિષ્કાર રહેવું પડશે.

જીવકોર—ભલે જો તમે જ્ઞાતિની દરકાર કરતા હો તો મારી દરકાર ન કરશો, તેમ મારે ત્યાં પણ ન આવશો.

મીઠારામને જીવકોરે દર્શાવેલા ક્રોધને માટે નવાઇ લાગી.

"આટલાં બધાં ગુસ્સે થવાનું કારણ શું" ? તેણે પુછ્યું.

જીવકોરે સજળ નેત્રે નરહરિ તેનું અપમાન કરી ગયો હતો એ વાત કહી સંભળાવી. "એ છોકરો એમ સ્હમજે છે કે પોતે તમારી મીલ્કતનો એક પુરો વારસ છે એટલે એને કોઇની પરવા નથી. વળી તમે છો ભોળા છોકરો તમારી હાંસી, અપકીર્તિ કર્યાં કરે અને તમે એની પ્રસંશા કર્યાં કરો. આ મારાથી કેમ ખમાય ?"

મીઠારામ ખરૂં કારણ સ્હમજ્યો. નરહરિ તરફ તેને પ્રેમ તથા માન હતાં. "છોકરો નાદાન છે. એના તરફ એટલા બધા ગુસ્સે થવા કારણ નથી."

જીવકોર—ભલે ત્યારે : આપણો સંબંધ આજથી તુટયો સ્હમજવો. મીઠારામને ધર્મસંકટ આવી પડયું. એક તરફ જીવકોર જેવી પ્રશસંક પ્રિયતમાને હંમેશને માટે છોડી દેવી, કે બીજી તરફ પુત્ર તરફનો પ્રેમ છોડી દેવો. એનાથી બન્ને છોડી શકાય એમ નહતું. થોડા સમય વિચાર કરીને તે બોલ્યો.

"જીવકોર, એ નાદાન છોકરો તમારૂં અપમાન કરી ગયો તેને માટે હું સજા કરીશ. તમે શાંત થાઓ. તમારા વગર મારાથી રહી શકાય એમ નથી."

જીવકોર—એટલી જો મારે માટે લાગણી હોય તો પ્રથમ પુનર્લગ્ન કરો. પછી કોલેજમાં દાખલ થાઓ. ઘરનું તંત્ર હું હાથમાં લઇશ ત્યારેજ એ ચબાવલો છોકરો ઠેકાણે આવશે.

કેટલીક આનાકાની ને રગઝગ થયા પછી, મીઠારામે તુરત પુનર્લગ્ન કરવાનું નક્કી કર્યું. એ વાતથી સૌને અજ્ઞાન રાખ્યાં. નરહરિ મીઠારામ જોડે બોલતો નહીં, ને બોલતો તો ચીડાઇને વાત કરતો. પણ તેની તે પરવા ન કરતો. થોડા દિવસમાં મીઠારામે જીવકોર જોડે પુનર્લગ્ન કર્યું. તેઓ દેવલાલી ગયાં, અને ત્યાંથી તે હકીકત પ્રસિદ્ધિમાં આણી. નરહરિ નિરાશ થઇ ગયો. તેને એકકે માર્ગ ન સુઝયો. જીવકોર પોતાની માની પદવી લેશે? તે ઘરની, દુકાનની માલીક થશે, અને મને કનડશે, એ વિચારમાં તેનું મગજ ધુમાયલું રહ્યું. એવામાં તેના ઉપર એક સહી વગરનો પત્ર આવ્યો. જેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

"નરહરિ, તારા એક હિતસ્વીએ તારે માટે ઇંગ્લંડ જવાનો પેસેજ નક્કી કર્યો છે. માટે તું "થોમસ કુક એન્ડ સન્સ" ની કુંપનીમાંથી ટીકીટ માગજે. ઇંગ્લંડમાં મહિને દસ સોવરીન તને મળશે. માટે વગર વિલંબે ઇંગ્લંડ ઉપડી જજે. તારાં પિતાની દાનત ભ્રષ્ટ થઇ છે. માટે અહીં રહેવામાં તારા ભવિષ્યનું સુખ બગડશે."

નરહરિએ કાગળ વાંચ્યાજ કર્યો. તેની આંખમાં અશ્રુ આવી ગયાં. તે સ્હમજ્યો કે પ્રોફેસરે તેને માટે આ ગોઠવણ કરી હશે—તેથી તે એને મળવા ગયો. પ્રોફેસરે તેને આશ્વાસન દીધું. તેના ધાર્યા પ્રમાણે તેણેજ નક્કી કર્યું હતું.

"સાહેબ," નરહરિએ પુછ્યું: "મને કીયો સખી ગૃહસ્થ મદદ કરે છે?"

પ્રોફેસર—તે જાણવા તમારે જરૂર નથી. આ પગલું ભર્યા વગર

તમારા પિતાની અક્કલ ઠેકાણે આવે એમ નથી. તમને ઈંગ્લંડ ગયા જાણશે કે તુરત તે તમને દ્રવ્યની મદદ મોકલશે ને તેની પોતાની ભુલ કબુલ કરશે. જ્ઞાતિવાળાઓ આજકાલમાં તમારા ઘરને બહિષ્કાર કરશે. એટલે તમારા પિતાની પટલાઇ દૂર થશે. જીવકોરનો ખરો સ્વભાવ તેને જણાશે ને પેટ ભરીને પસ્તાશે.

નરહરિ પ્રોફેસરનો ઉપકાર માની ઘેર ગયો, ને જવાની તૈયારી કરવા લાગ્યો.

મીઠારામના પુનર્લગ્નની ખુબ ટીકા થઇ. સંસાર સુધારક બાજુનાં પેપરોએ તેની પ્રસંશા કરી, પણ જણાવ્યું કે "મીઠારામ કોલેજમાં જવાની જીદ છોડી દઇ, પોતાનો ધંધો સારી રીતે ચલવશે, અને ફુરસદને વખતે સાહિત્ય સેવા કરશે તો ઘણું છે, ઇત્યાદિ" બીજી બાજુથી જુના સિદ્ધાંતોને માન આપતાં પેપરોએ તો મીઠારામને ઉધડાજ લીધા. જેટલી એમની ટીકા થાય એટલી કરી, ગાલિપ્રદાન કર્યાં, અને કોલેજમાં દાખલ થવાની બાબતમાં પણ સજડ ખાસડાં માર્યાં.

થોડા દિવસમાં એમને જ્ઞાતિથી બહિષ્કાર કરવામાં આવ્યા. આમ ધામધુમમાં એક મહિનો નીકળી ગયો. નવયુગલ દેવલાલીમાંજ હતું. પુત્ર ક્યાં છે કે શું કરે છે તેની પરવા રાખી ન હતી. ત્યાં તેમણે સાશ્ચર્ય ન્યુસ-પેપરમાં વાંચ્યું કે "મી. નરહરિ, મીઠારામના પુત્ર વધુ અભ્યાસ કરવા માટે ઈંગ્લંડ ઉપડી ગયા."

મીઠારામ અંતઃકરણનો નરમ હતો. પોતાના એકનાએક પુત્રને ઇંગ્લંડ ગયેલો જાણી એના હોશકોશ ઉડી ગયા, અને પોકમુકી રોયો. "મારૂં સત્યાનાશ વળી ગયું, બાપલા, મારો નરહરિ જતો રહ્યો. હું નાત બહાર રહ્યો. હવે મારૂં શું થશે રે બાપલા." આવા ઉદ્ગાર કહાડી તે કલાકો સુધી રોયાજ કર્યો. જીવકોરે જાણ્યું કે આ વખતે જો એને છેડીશું તો આપણા બારજ વાગશે, તેથી માથું દુખે છે એમ બ્હાનું કહાડી સુઇ રહી.

"પણ તને થાય છે શું ?" મીઠારામ રોઇ પરવાર્યા બાદ જીવકોર પાસે જઇ પુછવા લાગ્યો.

જીવકોર—મારૂં માથું ફાટી પડે છે. વાંસામાં સૂળ આવે છે ને શરીરને ચેન પડતું નથી.

મીઠા—આપણો નરહરિ જતો રહ્યો તેનું શું કરીશું ?

જીવકોર—મને ઘણું થાય છે કે આપણો એકનો એક પુત્ર જતો રહ્યો. તમે મુંબાઇ જાઓ ને તમારા કોઇ હિતેચ્છીને મળો ને બીચારાના ખર્ચ ખુટણની વ્યવસ્થા કરો. શી રીતે ગયો? કોની જોડે ગયો? એના ખાવા પીવાનું શું થાય છે? વીલાયતમાં પૈસા વગર શું કરશે? જ્યારે ગયો છે ત્યારે તેને અનુકુલતા કરી આપવી એ તમારી ફરજ છે.

મીઠા—તેં ઠીક યુક્તિ સુઝાડી, હું જઇને એના પ્રોફેસરને મળું. એ જરા ચ્હડાઉ તો છે પણ રસ્તો બતાવશે.

જીવકોર—તમે એકલાજ જાઓ—હું નહીં આવું.

મીઠારામ—ઠીક ત્યારે પહેલી ટ્રેઇનનાં ઉપડી જઇશ.

આમ વિચાર કરી મીઠારામ પહેલી ટ્રેઇનમાં મુંબાઇ આવી પહોચ્યો. ઘેર તજવીજ કરી તો ઘરમાંની એક પણ ચીજ નરહરિએ લીધી નહતી. તે પ્રોફેસર પાસે ગયો.

પ્રોફેસર તેને દેખીને સ્હમજી ગયો કે છોકરાની તજવીજ કરવા તે આવે છે. "આવો, મી. મીઠારામ તમે નરહરિને ઇંગ્લંડ મોકલ્યો તેને માટે ધન્યવાદ ઘટે છે. તમે પુનર્લગ્ન કર્યું ને પુત્રને ઇંગ્લાંડ મોકલ્યો, એ બે સુધારાનાં મ્હોટાં પગલાં ભર્યાં," તે બોલ્યો.

મીઠારામ ગળગળો થઇ ગયો. "સાહેબ, મેં છોકરાને મોકલ્યો નથી એ આપોઆપ ગયો છે. શી રીતે ગયો, કોને પૈસે ગયો, કોની જોડે ગયો, મને તો કાંઇ સ્હમજણ પડતી નથી, સાહેબ, મારા ગરીબની દયા લાવી કોઇ રસ્તો બતાવો.

પ્રોફેસર—મીઠારામભાઇ, શાંત થાઓ. તમારો છોકરો વિલાયત ગયો છે તેમાં તેનું ભવિષ્ય સુધરશે. તમારે તેને પૈસા મોકલવા હશે તો હું બંદોબસ્ત કરીશ. કોથળીનું મ્હો છુટું મુકશો તો બધા રસ્તા થશે ને તમે બન્ને સુખી થશો.

મીઠારામ—લ્યો, સાહેબ. આ તાજી સુતરફેણી લાવ્યો છું. તે ચાખજો. એમ બોલી તે ઘેર ગયો.



# પ્રકરણ ૫ મું.

## ઇંગ્લંડમાં.

લંડનમાં હાઇડ પાર્ક એ હવા ખાવાનું મુખ્ય સ્થળ છે. કામ ધંધાથી પરવારી અનેક સ્ત્રી પુરૂષો તે ઉદ્યાનના વિભાગમાં આરામ લેવાના હેતુથી જાય છે. આ સ્થળમાં મહમદ અને મંજરી સાથે ફરતાં હતાં. મહમદ સીવીલ સરવીસનો અભ્યાસ કરતો હતો. મંજરી કોલેજમાં દાખલ થઇ હતી. તેઓ બન્ને વેસ્ટ એન્ડના સુંદર અને શ્રીમાન્ લતામાં સાથે રહેતાં હતાં તેઓને આવ્યે એક વર્ષ થઇ ગયું હતું. તેમને ઘણા ઉમરાવો, તથા તેમના કુટુંબો જોડે માયા થઇ હતી. તેમ ઘણાક હિંદીઓના સંબંધમાં પણ તેઓ આવ્યાં હતાં. બન્ને રહમજુ હતાં એટલે ખર્ચ વીચારીને કરતાં, પણ તેમનાં મા બાપની તેમને યથેચ્છ ખર્ચ કરવાની આજ્ઞા હોવાથી, અને શ્રીમાન્ લતામાં રહેતાં હોવાથી ખર્ચ વધારે થતું. હવા ખાવાના ઇરાદે તેઓ બાગમાં આવ્યાં હતાં ને એક બેંચ ઉપર બેઠાં હતાં.

"મંજરી," મહમદે કહ્યું, "આજની મેઇલમાં ઘેરથી કાગળ ન આવ્યાથી ચિંતા થાય છે. વળી પાછું એક અઠવાડીયું રાહ જોવાની. એટલા બધા દિવસ રાહ જોવી તેના કરતાં તારથી ખબર મંગાવું તો ?

મંજરી—મહમદ, તારો અધીરો સ્વભાવ ગયો નહીં. કાગળ ન એ આવે. તેઓ ત્યાં ને આપણે અહીં.

મહમદ—મંજરી, હું તારા જેવો કઠિન નથી. મને કાગળ આવે ત્યારે નિવૃતિ થાય છે.

મંજરી—ક્યાં લંડનનો આ બાગ ને ક્યાં ભરતપુરનો જુનો પુરાણો તારા પિતાને રહેવાનો મ્હેલ. ;જેણે લંડન દીઠું નથી તેનું તે જીવન છે ? અહીંનું વર્ણન શું કરવું ? મારી કેટલીક સખીઓ મને પુછાવે છે કે તું રહે છે તે સ્થળ કેવું છે ? તેમને શું જવાબ લખું ? આવીને જોઇ જાઓ એ ઉત્તર હું આપું છું.

મહમદ—એજ બરોબર ઉત્તર છે.

મંજરી—આપણે બે અહીં એકલાં રહીએ છીએ તેની પણ ટીકા ચાલતી હશે.

મહમદ—એ પંચાતમાં ક્યાં ઉતરીએ. આપણાં માત પિતાનો નિશ્ચય છે એટલે બસ છે.

મંજરી—મને અહીંજ રહેવું ગમે છે. પણ ભગવતી ને કુંજ બ્હેનને મળવાની ઇચ્છા થાય છે. મારા નાના ભાઇઓ મારા વગર શી રીતે રહી શકશે ?

મહમદ—આપણે ક્યાં બહુ દિવસ અહીં રહેવું છે ? હું પરીક્ષા પાસ કરૂં કે મારે હિંદ જવુંજ જોઇએ. પછી તારાથી એકલાં શી રીતે રહેવાશે. તારે મારી જોડે આવવું પડશે.

મંજરી—તારા વગર શી રીતે રહી શકું ! મહમદ, આ વેકેશનમાં આપણે 'કોંટીનન્ટ' ઉપર જઇશું ?

મહમદ—હા. મંજરી, તું અહીંની મોજશોખની દુનિયાંનો અનુભવ લે છે, તેમ ગરીબ લતા પણ તારે જોવા જોઇએ. અહીં આપણી બાજુ જેમ લક્ષ્મીદેવીએ વાસ કર્યો છે, તેમ બીજા એવા ભાગ છે કે જ્યાં દારિદ્રય મૂર્તિમાન વસે છે. બીજું તું અહીં બી. એ. અગર એમ. એ. થઇને હિંદ જઇશ, પછી ત્યાં શું કરીશ ?

મંજરી સુખ વૈભવમાં ઉછરી હતી એટલે એને ગરીબી અવસ્થા શું તેનું ભાન ઓછું હતું. " જેમ કુંજબાલા કહેશે તેમ કરીશ."

મહમદ—એ ઠીક ઉત્તર. પરભાર્યું ને પોણાબાર. કુંજબાળાના ન્હાનપણની વાત મારા બાવા પાસેથી સાંભળું છું ત્યારે રૂંવાં ઉભાં થાય છે.

મંજરી—મેં રસથી એ બધી વાતો સાંભળી છે. મહમદ, હિંદમાં હજી નાત જાતોને લીધે આપણાથી ભળી શકાતું નથી. અમારી જ્ઞાતિનાં લોકો ઇંગ્લંડ આવે તોજ એમને અહીંનો ખ્યાલ આવે ને. આભડછેટ, નાત, જાત વર્ણાશ્રમ ભેદ એ બધું ભુલી જાય.

મહમદ—ઘણે ભાગે લોકો ઇંગ્લંડ આવી સકવાના નહીં, અને જ્ઞાતિની એ તકરારો મટવાની નહીં, હજી તમારી પરસ્પર જ્ઞાતિઓ એક થતી નથી, તો હિંદુ મુસલમાનમાં પરસ્પર લગ્ન થાય ને હળીમળીને રહે એ સમય આવવાની વાર છે.

મંજરી—ઘણીવાર છે, મહમદ.

મહમદ—જેવી તું હિંદના કિનારા ઉપર ઉતરીશ કે તને જ્ઞાતિથી બહિષ્કાર કરશે. એટલુંજ નહીં, પણ તારા સંસર્ગીઓને પણ હેરાન કરશે.

મંજરી—હા. એ મહાન્ પીડા શરૂ થશે. પણ પ્રાયશ્ચિત્તથી જ્ઞાતિમાં અવાય છે, એ એક મધ્યમ માર્ગ છે.

મહમદ—પ્રાયશ્ચિત્ત શેનું ? તમે જાતે જાણી જોઇને તમારા લાભને અર્થે કોઇ કાર્ય કરો એમાં પ્રાયશ્ચિત્ત ? હું એ મતનો છું કે ઇંગ્લંડ જનારા

તમામને નાતમાં લેવાજ ન જોઇએ. તમારા ધર્મનો કીયો સિદ્ધાંત અહીં પાળી શકાય છે ?

મંજરી—આપણે તો સ્ટ્રીક્ટ વેજીટેરીએન—' એગ ' પણ નહીં ને ' ફીશ ' પણ નહીં—એમ રહ્યાં છીએ. આટલું જાળવી શકાય તો બસ.

મહમદ—ઇંગ્લીશ સ્ત્રી રાંધે ને તું જમતી નથી ?

મંજરી—હવે એ બધું અહીં સચવાઇ શકેજ નહીં. આપણે સાચવીએ છીએ એટલું સચવાય તો બસ.

મહમદ—હાસ્તો, એટલું સાચવનારા પણ ભાગ્યે હશે. આપણુને આપણા દેશનો ખોરાક મેળવતાં ને તેને પકાવીને ખાતાં કેટલું ખર્ચ થાય છે! લીલું મરચું એક પેનીનું એક. એમ દરેક ચીજ કેટલી મોંઘી. બંગાળીઓનો " કરી પાઉડર " ચાખ્યો કે ? ચણાનો લોટ ને ધાણા જીરૂં એ કરી પાઉડર.

મંજરી—આપણી કુકને મેં પાપડ સેકવા આપ્યો તે બીચારીને આવડેજ નહીં. મેં સેકી બતાવ્યો ત્યારે તે અજબ થઇ. આપણી લેંડ લેડી ને તેની છોકરીઓ તો માગી માગીને પાપડ ખાઇ ગઇ. ખાવા પિવામાં તો આપણે શોખીન ખરા. અહીં દરેક ચીજ બાફીને ખાવાની. આમ વાતો ચાલતી હતી, ત્યાં દૂરથી કોઇ હિંદવાસી આવતો જણાયો. " સ્હામેથી કોણ આવે છે ? " મહમદે પુછ્યું.

મંજરી—કોઇ મુંબાઇ નિવાસી આવે છે. મેં એમને દીઠા હોય એમ લાગે છે.

નવો આવનાર કોઇ નહીં પણ નરહરિ હતો. લંડનમાં એકાદ હોટેલમાં ઉતરી બે એક દિવસ આરામ લઇ તે મહમદ તથા મંજરીની તજવીજ કરવા જતો હતો. ત્યાં હાઇડ પાર્કમાં લટાર મારવાને ઇરાદે ફરતો ફરતો આવ્યો. ને કોઇ મુંબાઇ નિવાસી બેઠાં છે, એમ જાણી મળવા આવ્યો. તેણે જોયું કે આતો મંજરી ને મહમદ છે.

" હું તમનેજ ખોળતો હતો, મંજરી " તેણે સવિનય કહ્યું " મધુકર અને કુંજબાલાનો પત્ર લેતો આવ્યો છું. તેમં દિવાન સાહેબનો પત્ર પણ મારી પાસે છે. "

" બેસો, મીસ્ટર, " મહમદે કહ્યું, તે બેઠો અને બન્નેને પત્રો આપ્યા.

મંજરી—તારા બાવાનો પત્ર મળ્યો મહમદ ? તને શાંતિ થઇ ? તાર કર્યો હોત તો નાહક તેઓને ચિંતા થાત ને ?

મહમદે કાગળ વાંચ્યો, ને ખુશી થયો. મંજરી માતપિતાનો પત્ર વાંચી ખુશી થઈ.

મહમદ—મારા બાવા ખુશીમાં છે ને!

નરહરિ—હાજી. તેઓ તેમ મધુકરભાઈ તથા કુંજબ્હેન, બધાં ખુશીમાં છે. વૃદ્ધ ડીટેકટીવ ઢોંડુપંત પણ ત્યાં હતા. સર્વેએ તમને યાદ કર્યા છે. ઢોંડુપંતે કહેવાડાવ્યું છે કે "મારી વ્હાલી મંજરી વગર મને ગમતું નથી માટે વ્હેલી ઘેર આવે તો ઠીક."

મંજરીની આંખમાં આંસું આવી ગયાં. "પ્રભુ મેળવશે ત્યારે મળીશું. એક બાજુ ઉચ્ચ પ્રકારની કેળવણીની લાલસા રાખવી ને બીજી બાજુ સ્નેહીજનોની સાથે રહેવું એ શી રીતે બને?"

મહમદ—મી. નરહરિ, તમે અમારી સાથે ચાલો. આપણે સાથે રહીશું. નરહરિ બીચારો જાણતો હતો કે આ શ્રીમાન કુટુંબો આગળ તે તુચ્છ હતો. પણ હાલ તુરતને માટે એમની જોડે રહ્યા વગર છુટકો ન હતો. તેથી તે તેમની સાથે ગયો, ને પ્રોફેસરને પોતાના પહોંચ્યાની તારથી ખબર આપી દીધી.

ઉત્તરમાં પ્રોફેસરે તારથી જણાવ્યું કે મીઠારામ ઠેકાણે આવ્યા છે, એટલે પૈસા ટકાની તેને મુંઝવણ નહીં પડે. સવિસ્તર હકીકત ટપાલમાં આવશે. આથી નરહરિને આનંદ થયો, ને મીઠારામને પત્ર લખ્યો. એક મહિનામાં બધું ઠેકાણે પડી ગયું. મીઠારામે નરહરિ માટે સારી રકમ મોકલી આપી, જેથી તે મહમદ અને મંજરીથી જુદો ન્હાના સ્વચ્છ મકાનમાં રહ્યો. મીઠારામ પણ ઠેકાણે આવી ગયો હતો. નરહરિ પાછો આવે ત્યાંસુધી દુકાન ચલાવવી એમ નિશ્ચય ઉપર આવવાથી તેણે કોલેજમાં દાખલ થવાનો વિચાર માંડી વાળ્યો હતો. ને ધંધો ધમધોકાર ચલવતો હતો. નરહરિ નિમિત્ત ખરચેલી રકમ પ્રોફેસરને તેણે વ્યાજ સહિત બધી પાછી આપી દીધી હતી. તેને વધારામાં એ ફાયદો થયો કે મીઠારામની મીઠાઈની વાનીઓ વારંવાર મફત ચાખવાનો લાભ મળતો! મીઠારામ મ્હોટાં મ્હોટાં મીઠાઈનાં પાર્સલોને ભારે ખર્ચ કરીને નરહરિ માટે ઈંગ્લંડ મોકલતો. જે-માંથી વાનીઓ ચખાડીને ઘણા અમીર ઊમરાવની તે પ્રીતિ સંપાદન કરી શક્યો હતો. મહમદ તથા મંજરીને પણ તે મીઠાઈ ખાવાનો લાભ મળતો.

સમય સમયનું કામ કર્યે ગયો. મહમદ સીવીલ સર્વીસમાં ઉંચે નંબરે પાસ થયો. નરહરિએ સીવીલ સર્વીસની પરીક્ષામાં પાસ થવા યત્ન કર્યો પણ ઘોડે બેસવાની પરીક્ષામાં નિષ્ફળ થયો. તેથી નિરાશ થયો. ઈંડીયા

ઓફીસમાં તે ઘણો માનીતો થઇ પડયો હતો. તેથી તેના સંબંધમાં સ્પેશ્યલ કેસ તરીકે પાંચસો રૂપીઆની ડેપ્યુટી કલેકટરની જગ્યાએ તેની નીમણુંક કરી. મહમદને યુનાઇટેડ પ્રોવીન્સમાં આસીસ્ટંટ કલેકટર નીમ્યો. આ દરમીયાન મંજરીએ એમ. એ. ની ડીગ્રી મેળવી. તેમ નર્સિંગનું પ્રેક્ટીકલ શિક્ષણ લઇ ડીપ્લોમા મેળવ્યો. આ ઉપરાંત તેણે સંગીત શિક્ષણની તાલીમ લઇ ડીપ્લોમા મેળવ્યો. યુરોપની જુદી જુદી ભાષાનો અભ્યાસ કર્યો.

તેઓ ત્રણે જણાં વેકેશન દરમીઆન યુરોપના જુદા જુદા વિભાગ જોઇ આવતાં હતાં. તેમને હિંદ જવાની તૈયારીઓ થઇ ગઇ. લંડનના તેમના ઘણાક ઓળખીતા—ઇંગ્રેજ અને હિંદીઓએ પાર્ટી ઉપર પાર્ટી આપી ને જાહેર મેળાવડાઓ કરી માન આપ્યું, જેનો સવિનય ઉત્તર તેઓએ આપ્યો. મેઇલ સ્ટીમરમાં તેઓ સાથે હિંદ આવવા ઉપડી ગયાં. ને તેમનો ઇંગ્લંડના કીનારા છોડયાનો તાર તેમનાં માતાપિતા ઉપર જઇ પહોચ્યો. છેવટ તેઓએ એડન છોડયાનો તાર ઘેર કરી દીધો. અને અરબી સમુદ્રના તોફાની દરીયામાં ઝોલ્લાં ખાતી સ્ટીમરમાંથી ક્યારે મુંબાઇ જોઇશું એમ રાહ જોતાં સમય ગાળવા લાગ્યાં.

---

## પ્રકરણ છઠું

---

### મુંબાઇમાં.

મુંબાઇમાં બેલાર્ડ પીઅર ઉપર ધમાલ ચાલી રહી હતી. ઈંગ્લંડની મેઇલ સ્ટીમરમાં આજ મહમદ, મંજરી તથા નરહરિ આવવાનાં હતાં. તેમને લેવાને તેમનાં સગાં સ્નેહીઓ ત્યાં આવવા લાગ્યાં હતાં. સાધારણ રીતે મેઇલ સ્ટીમર સ્હવારે આવતી, પણ અરબી સમુદ્રમાં તોફાન નડવાથી તે સ્હાંજે ૭ વાગે આવવાની હતી. રાવબહાદુર મધુકર સી. આઇ. ઇ, કુંજબાલા તથા તેમના બે પુત્રો, વૃદ્ધ ભગવતી મૈયા, વાનપ્રસ્થ ડીટેક્ટીવ રાવબહાદુર ઢોંડુપંત, ઇશ્વરચંદ તથા ઇંદિરા. ખાનબહાદુર જલ્લાલુદ્દિન તથા અમીના, મીઠાઇવાળા મીઠારામ તથા તેમનાં પત્ની જીવકોર, તે ઉપરાંત તેમના અનેક સ્નેહીજનો બેલાર્ડ પીઅર ઉપર મેઇલ સ્ટીમર આવવાની રાહ જોતાં આમતેમ ફરતાં હતાં. મધુકરની માતા વનમાલા તથા માલતી સ્વર્ગસ્થ થયાં હતાં. તેમને આ પ્રસંગે યાદ કરી સર્વે દિલગીર થયાં હતાં.

"હજી સ્ટીમર કેમ નથી આવતી?" અધીરાઇથી અમીનાએ પુછયું.

જમાલુદ્દિન—આટલા વર્ષ અમીરાઈ ન આવી, ને હવે એક કલાક માટે અમીરાઈ આવે છે ? આવશે. દરિયાનો મામલો છે.

અમીના—રાહ જોઈ જોઈને થાકી ગયા, ને પગે રસ ઉતર્યો પણ મેઇલ સ્ટીમર ન આવી. મને ચિંતા થાય છે. યા, ખુદા ! સ્ટીમર જલ્દી લાવ.

એટલામાં કસ્ટમ્સ અમલદાર આવીને કહી ગયો કે રાતના નવ વાગ્યા સુધી સ્ટીમર આવવાની વકી નથી.

આથી બધાં નિરાશ થઈ ગયાં. વૃદ્ધ ભગવતી મૈયા લમણે હાથ દઈ બેઠાં.

બાળક નિરંજન તથા સુનંદન—કુંજબાળાના પુત્રો—મ્હોટી બ્હેનને મળવાની રાહ જોતા ફરતા હતા. હાથમાં રાખેલાં રમકડાનાં દૂરબીનથી સ્ટીમર જોવા યત્ન કરતા.

ઢોંડુપંતને મળવાને છુપી પોલીસના અમલદારો આવ્યા હતા. રાહ જોતાં રાત્રિ પડી ગઈ આકાશમાં ચંદ્રનો ઉદય થયો. સમુદ્રનાં મોજાં ઉછળવા લાગ્યાં હવા ખુશનુમા હતી, પણ સ્ટીમર ન આવવાથી બધાના જીવને ઉદ્વેગ હતો.

એવામાં દૂરથી કાંઈક ડાઘા જેવું દેખાયું બારા ઉપરથી તોપ ફુટી અને મેઈલ સ્ટીમર પાંચ માઈલ ઉપર દેખાઈ એમ બુમની જોડે બધાના મુખ ઉપર હર્ષ છવાઈ રહ્યો.

આ સમય દરમીઆન ઢોંડુપંત અને ઈશ્વરચંદ્ર દૂર ઉભા ઉભા જુદા પ્રકારની વાતો કરતા હતા.

ઢોંડુપંત—શું પ્રભુની લીલા છે ! અનંતતાનો ખ્યાલ સમુદ્ર ઉપર આવે છે. સમુદ્રના મોજા ઉછળ્યાજ કરે છે. ચંદ્ર ને સૂર્ય સમય થયે ઉદય ને અસ્ત થયે જાય છે. અનેક મનુષ્યો ઉત્પન્ન થાય છે, સ્થિતિ પામે છે ને પછી લય પામે છે. આમને આમ વ્યામોહમાં જીવાત્મા ગોથાં ખાયા કરે છે. સત્ય વસ્તુ એક ઈશ્વર છે. બ્રહ્મસત્યં જગન્મિથ્યા આપણું જીવન હેવાએ એળે જાય છે. અત્યારે અત્રે આવેલામાંના ઘણાના મુખ ઉપર આનંદ છવાઈ રહ્યો છે. વળી એવો સમય આવશે કે કેટલાક દિલગીર થશે. સ્વાનુભવ વગર બ્રહ્મનો સાક્ષાત્કાર થતો નથી.

ઈશ્વર—હાજી, પ્રભુની લીલાનું નિરીક્ષણ કરવું અને તેની ભક્તિ કરવી. આપણા જાત ભાઈઓની સેવા કરી એજ ખરો ધર્મ છે.

ઢોંડુપંત—માયાનું આવરણ જબરૂં છે. આપણે માયાના જંતુઓ છીએ. સ્ત્રી, પુત્ર, ધન, લક્ષ્મીને માટે ફાંફાં મારીએ છીએ. એ વસ્તુઓ અસાર અને અસ્થિર છે. તેમના મળવાથી હર્ષ થાય છે, જવાથી શોક થાય છે, આ દ્વંદ્વની બ્હાર રહેવું એજ ખરો વિરાગ છે.

ઇશ્વર—આપણને બાલ્યાવસ્થાથીજ સમાગમની ટેવ છે. આપણાથી સહવાસ વગર રહી શકાય એમ નથી. માટે વિરાગના ઉંડા વિષયમાં ઉતરવા કરતાં પ્રભુ સેવા-પ્રભુ ભક્તિમાં જીવન ગાળવું એજ સત્ય છે.

ઢોંડુપંત—આપણું મન નરસિંહ મ્હેતા, અગર મીરાંબાઈની પેઠે પ્રભુમય હોય—થાય, તો તમારૂં કહેવું સત્ય છે. પણ જ્યાંસુધી આપણને સાંસારિક સ્થિતિ અનુકુળ હોય, ત્યાંસુધી ફુરસદે પ્રભુ સેવા, પ્રભુ ભજન કરીએ, ને જરા વિપત્તિનું વાદળ આવે એટલે ગભરાઇ જઈ પ્રભુને ભુલી જઇએ છીએ, આ પ્રકારની માનસિક નિર્બળતા આપણને પ્રભુથી વિમુખ કરાવે છે. મહર્ષિઓ યોગીઓ એકાન્તમાં પ્રભુધ્યાન ધરે છે એ યોગ્ય છે. મને પણ એમ થાય છે કે હિમગિરીની એકાદ ગહ્વરમાં જઇ પ્રભુ સેવા કરૂં.

ઇશ્વર—આપણું મન દ્રઢ હોય તો હિમગિરિની ગુફા અને મુંબાઇની મારવાડી બજાર સરખાં છે.

ઢોંડુપંત—મારામાં એટલું મનોબળ નથી. તે પ્રાપ્ત કરવા સારૂ હું હિમગિરિ જવા ધારૂં છું. પણ હમણે શેનો કોલાહલ થાય છે ?

ઇંદિરા આવી. તેનું મુખ આનંદિત હતું. "મેઇલ સ્ટીમર દેખાઇ, ને કેટલાક જણા સ્ટીમલોંચમાં લેવાને ગયા પણ ખરા. અર્ધા કલાકમાં તેઓ આવી પહોંચશે એમ સંભવ છે. તમે હારની ગોઠવણ કરી છે ? અહીં બધાં હાર લઇને આવ્યાં છે.

ઇશ્વર—આપણે હાર લાવવા ભુલી ગયા છીએ. છોકરાંને વળી હાર શા હાર કેવળ પ્રભુ ચરણે જોઇએ.

ઇંદિરા—એ વાત ખરી, પણ અહીં આપણી ન્યૂનતા ગણાય તે !

ઢોંડુપંતે ઇશ્વરચંદ્રને કહ્યું, "જોયું, ભાઇ, આ સ્પર્ધાની ભાવના એ સમાગમનું દૂષણ છે. માટે નિઃસંગ રહેવું એ બ્રહ્મ પ્રાપ્તિનુ પ્રથમ પગથીઉં છે. ઇશ્વરચંદ્ર મૌન રહ્યો. ઢોંડુપંતે પાસે ઉભેલા સીપાઇને દોડતો જઇ બે હાર લાવવા હુકમ કર્યો.

આકાશમાં ચંદ્ર સંપૂર્ણ ખીલ્યો હતો. રાત્રિના નવ વાગવાની તૈયારી થઇ હતી. બે સ્ટીમલોંચો કિનારા ઉપર આવી પહોંચી. પ્લેટફોર્મ ઉપર પાટીઆં નાખી દેવામાં આવ્યાં હતાં. ઉતારૂઓ એક પછી હાથમાં માત્ર પોતાની ન્હાની બેગ લઇને ઉતરતા હતા. મહમદ, મંજરી, અને નરહરિ સાથે ઉતર્યાં. નરહરિને ઝાઝા ઓળખીતા ન હોવાથી તેના તરફ કોઇએ લક્ષ ન આપ્યું. પણ મહમદ તથા મંજરી ઉપર હારનો દરોરો પડયો. નરહરિને મીઠારામ, જીવકોર, પ્રોફેસર તથા તેની દુકાનના માણસોએ હાર પહેરાવ્યા. મહંમદ મંજરીને હાર મળ્યા બાદ બધાંને પગે લાગ્યા. વૃદ્ધ ભગવતી મૈયા દૂર બેસી રહ્યાં હતાં. તેમની પાસે તેઓ પછી ગયાં. તે વૃદ્ધાની આંખમાં આંસુ આવી ગયાં, ગદ્‌ગદ્ કંઠે થઇ ગઇ. છેલ્લો હાર ઢોંડુપંતે પહેરાવ્યો. પ્રોફેસરે નરહરિની મુલાકાત સર્વેને કરાવી. મળવા હળવામાં બેલાર્ડ઼ મીઅર ઉપર ઘણો સમય નીકળી ગયો. કસ્ટમ્સ ઓફીસર ચ્હીડાયો. "કૃપા કરીને પ્લેટફોર્મ ખાલી કરશો ? મળવા હળવાને ઘણો સમય મુંબાઇમાં મળશે."

તેના વચનને માન આપી બધા બ્હાર નીકળ્યા. મોટર પાછળ મોટર ગોઠવાયલી ઉભી હતી. તેમાં બેસી બધા પોતપોતાને મુકામે ગયા.

આજ બધાં સાથે રહેવાનાં હતાં. મધુકરે મીઠારામ, જીવકોર અને નરહરિને નિમંત્રણ આપ્યું, પણ તેઓ રજા લઇને ઘેર ગયાં.

"મારો જીવ ઉડી ગયો હતો," કુંજબાલાએ કહ્યું. સ્ટીમરને કંઇ અકસ્માત નડયો હતો ?

મંજરી—સમુદ્રમાં તોફાન હતું. મોજા ઘણાં જોશથી ઉછળતાં હતાં અમારી સ્ટીમર હીંચકાની માફક ડોલતી હતી, એક બે વખત કેપ્ટનને બ્હીક લાગી કે રખેને સ્ટીમર ગુલાંટ ખાઇ જાય !

આ પ્રમાણે પરસ્પર વાતોમાં બાર વાગી ગયા.

જલાલુદ્દિન તથા અમીના પોતાના મકાનપર જવા તૈયાર થયાં. મહમદ મંજરીની રજા લેવા આવ્યો.

"મંજરી, હું રજા લઉં છું. મહમદ બોલ્યો.

"જાઓ ભાઇ, સ્હવારે વ્હેલા આવજો. કેટલે વર્ષે આપણે આમ જુદાં પડીએ છીએ ?" મંજરી બોલી.

હવે આપણે હિન્દમાં આવ્યા છીએ, એટલે જુદાંજ પડવાનાં. ઈંગ્લાંડના રમણીય દિવસો ચાલ્યા ગયા. એમ બોલી મહમદ માતપિતા સાથે ગયો.

---

# પ્રકરણ ૭ મું.

## જ્ઞાતિસંમેલન.

જ્યારે એક બાજુ મધુકરના કુટુંબ-સ્નેહિઓમાં-મંજરીના આવવાથી આનંદ આનંદ પ્રવર્તી રહ્યો હતો, ત્યારે બીજી બાજુ નિર્મળ ગામમાં તેની જ્ઞાતિમાં ભારે ખળભળાટ થઇ રહ્યો હતો. જ્ઞાતિના પટેલીઆઓ એક બીજાને ઘેર મળતા ને ભારે ચકચાર કરતા. "શું મારા સાહેબ જમાનો આવ્યો છે ? આપણે ન્હાની જ્ઞાતિઓ એક કરી શકતા નથી, અને મધુકર પોતાની છોકરી એક મુસલમાનને દેશે તે આપણે સાંખી રહીશું ? " ત્યારે કેટલાક કહેતા કે "એ કુટુંબને આપણે જ્ઞાતિથી બહિષ્કાર કર્યું છે, એથી વધારે આપણે શું કરી શકીએ ?" આવી મસલતો ચાલતી.

એક રાત્રિએ જ્ઞાતિનું પંચ વાડામાં એકઠું થયું હતું, ને શુ નિર્ણય કરવો તેનો વિચાર કરતું હતું " એક એવો સમય હતો કે આપણાથી બજારમાંથી લાવીને બરફ ખવાતો નહતો, "વૃદ્ધ કૃષ્ણશંકરે કહ્યું. " મારા રામદાસ કાકાએ બરફ ખાધો હતો. તેટલા સારૂ નાત બ્હાર મુકયા હતા, અને રૂપીઆ એકાવન ભરીને કેટલી ખુશામત કરી હતી ત્યારે નાતમાં લીધા હતા. વારૂ, આપણા હરખશંકર જોષીએ સગાં જમાડ્યાં તે વખતે કપાશીઆનાં કોડીઆને બદલે મીણબત્તીના દિવા મુકયા હતા. બધા જમ્યા વગર ચાલ્યા ગયા. ને નાતે હરખશંકરનો પાઇ દંડ કર્યો.

"પાઇ દંડ ?!" ગણેશરામ નામનો એક ઉછરતો છોકરો બોલી ઉઠયો. "જમણુ બગડ્યું ને રૂપીઆ સોની ઉઠી તે ?"

"પછી શું થયું ?"

" હરખશંકર કહે કે પાંચસો દંડ આપું, હજાર દંડ આપું પણ પાઇ દંડ ન આપું. નાત પણ હઠીલી થઇ તે કહે કે અમે તો પાઇજ દંડ લઇએ."

" પછી, પછી ! "

" પછી, તારા બાપનું કપાળ ! પાઇ દંડ ભર્યો ને હરખશંકર નાતમાં આવ્યા. ને પાછાં એનાં એ સગાંને ફરી જમાડયાં. એવું અમારા વખતમાં નાતનું જોર હતું.

ધીરજરામ નામનો એક ઠરેલો જ્ઞાતિનો પટેલીઓ હતો તેણે કહ્યું " ભાઇ, એવી જુની પુરાણી વાતો કહાડીને શું વળવાનું છે ? સમય

બદલાયો છે તે પ્રમાણે આપણે જ્ઞાતિમાં ફેરફાર કરવાજ પડશે. તે વખતના આપણા વડીલોને તેમ યોગ્ય લાગ્યું. આપણે હવે નવા જમાનામાં છીએ. આપણા દેશના ઉદય માટે અભ્યાસ કરવાને આપણા બાળક બાળકીઓને ઈંગ્લંડ, જાપાન, અમેરિકા મોકલવાં પડશે. આપણે જ્ઞાતિબંધનથી લોકોને કચડી નાખીશું એ કેમ ચાલશે?

કૃષ્ણશંકર—ભલે ત્યારે મધુકરની છોકરી મુસલમાનને પરણે ને તમારી નાત્યમાં તેને લ્યો.

ધીરજ—એમ હું કયાં કહું છું? મધુકર એવું છીછરું પગલું ભરે એવા નથી.

વિષ્ણુરાય નામનો એક આછકલો છોકરો બોલી ઉઠયો. "અરે એ તો કયારનાંએ પરણી ગયાં છે ને વિલાયતમાં બે છોકરાં થયાં પણ છે!"

ધીરજ—તમારે આવી ગાંડીઘેલી વાતો કરવી હોય તો આપણે મળવાની જરૂર નથી. હું ઇચ્છું છું કે મધુકર જેવા જ્ઞાતિભૂષણ નરો આપણી જ્ઞાતિમાં રાખવા ને આપણી જ્ઞાતિએ સમયાનુસાર સુધારા કરવા.

વિષ્ણુ—તે કદી નહીં બને, મારા મહેરબાન. આપણે તો ધર્મ પ્હેલો. વડીલોએ ધર્મ ખાતર માથાં આપ્યાં છે માથાં, સ્હમજ્યા.

ચંપકલાલ નામનો વિષ્ણુરામનો દુષ્મન બોલી ઉઠયો. "તું જાતે કીયો સારો છે? મુંબઈમાં ને વડોદરામાં ઇરાનીઓની દુકાનમાં ચ્હા-ઈંડાં ઉડાવે છે ને અહીં ધર્મની પુંછડી થઇને આવ્યો છે!

વિષ્ણુરામ તોફાની હતો. તેણે લાકડી ઉગામી કહ્યું.

"એ મું સમાલીને બોલ."

બન્ને પક્ષમાં હોહો થઇ રહ્યું, તેને શાંત થતાં લગભગ અડધો કલાક નીકળી ગયો.

ધીરજ—ભાઇઓ, શાંત થાઓ. જુઓ મધુકરનું કુટુંબ જ્ઞાતિથી બ્હાર છે. પણ આપણે તેમને વિનંતિ કરવી કે તેઓ સકુટુંબ, મજરી સાથે પ્રાયશ્ચિત કરે, ને જ્ઞાતિમાં આવે. તેવીજ રીતે મીઠારામના કુટુંબને પણ કહેવું.

કૃષ્ણશંકર—એ વીલાયંતીઓ પ્રાયશ્ચિત કરી ભલે નાતમાં આવે. પણ મીઠારામે તો નાતરૂં કર્યું છે એટલે એને તો નાતમાં લઇ શકાશે નહીં.

ધીરજરામ—મીઠારામની વાત દૂર રાખો. પણ નરહરિ નાતમાં આવે તો?

કૃષ્ણ—તેની કોણ ના પાડે છે?

વિષ્ણુ—મહમદમીયાંએ મંજરી બીબી સાથે લગ્ન કર્યું છે તેનું કેમ ? એ મીયાંમહાદેવનો જોગ શી રીતે બનશે ?

ધીરજ—વિષ્ણુ, તું અવિચારીપણે ન બોલ. મેં મારે કાને ભાઇ બ્હેન શબ્દથી એકબીજાને વાત કરતાં જોયાં છે. એટલે લગ્ન તો નથીજ થયાં. હવે થાય તો ઇશ્વર જાણે તે આપણે નહીં થવા દઇએ. એટલે કે મધુકરને સ્હમજાવીશું ને ને તેવાં લગ્ન અટકાવીશું.

કૃષ્ણ—તે આપણે અટકાવવાં જોઇએ.

ધીરજ—તે અટકાવવાનો રસ્તો એ છે કે આપણી જ્ઞાતિના ડેપ્યુટેશને મધુકર પાસે જવું, અને તેમને પ્રાયશ્ચિત્ત કરવા વિનંતિ કરવી. જો તે પ્રાયશ્ચિત કરે તો તુરત તે કુટુંબને જ્ઞાતિમાં લઇ લેવું. પછી લગ્ન એની મેળે જ્ઞાતિમાં કરશે.

વિષ્ણુ—એને સાત ફેરી ગરજ હોય તો નાતમાં આવે, નહીં તો ઉંડી ધરોમાં પડે. નાતને એવી શી પડી છે કે એવી ખુશામત કરવા જાય !

કૃષ્ણ—ખરૂં છે, વિષ્ણુરામ, હું તારા મતનો છું. આપણે અત્યારે એમ ઠરાવ કરવો જોઇએ. મધુકર ને એનું કુટુંબ જ્ઞાતિ બ્હાર છે તે છેજ. પણ જેઓ એમની જોડે સંસર્ગ રાખશે તેમને પણ જ્ઞાતિની બ્હાર કહાડવા.

વિષ્ણુ—રંગ છે, કાકા. હવે જોશમાં આવ્યા ખરા. બોલો દ્વારકાધીશકી જય, હર હર મહાદેવ. પાછો ખળભળાટ થયો, ને બે ચાર વાર ઈષ્ટ દેવની જય બોલાઇ. પછી થોડીવારે શાંત થયું.

ધીરજરામ—ભાઇઓ, મને જ્ઞાતિને માટે તમારાથી વધારે માન છે. ક્ષીણ થતી જ્ઞાતિ વધારે ક્ષીણ ન થાય એમ હું ઈચ્છું છું. આ જમાનામાં હવે ખાવા પિવાની બાબતમાં વાંધો નથી રહ્યો. ( કોણ કરે છે ? એવો ખુણેથી સ્વર આવ્યો. ) ખાવું પીવું એ પોતાની ઇચ્છા ઉપર રહ્યું છે. અલબત્ત આપણે ઉઘાડી રીતે કબુલ કરતા નથી કે અમે મુંબાઇમાં પરજ્ઞાતિલાઓનું જમીએ છીએ, અગર તલપ આવે છે ત્યારે ઇરાનીની હોટેલમાં ચ્હા બીસ્કીટ ખાઇએ છીએ. એ બાબત સૌ સૌની ઇચ્છા ઉપર છે. જ્ઞાતિના લોકને એ બાબતની સામાન્ય છુટ હોવાથી કોઈ એક બીજાની આડે આવતા નથી. પણ જ્ઞાતિની જરૂર લગ્ન પ્રસંગે પડે છે. આપણી જ્ઞાતિનો ગમે તેવો સુધરેલો હશે, પણ પોતાની કન્યા પોતાની જ્ઞાતિમાંજ દેશે. ભલે આપણે સંસાર સુધારાનાં ગમે એટલાં ભાષણ કરીએ, પણ આ વાત

સત્ય છે. ત્યારે આપણી જ્ઞાતિમાં મંજરી જેવી વિદુષી કન્યા રહે ને જ્ઞાતિના છોકરાને પરણે, અગર નરહરિ જેવો જ્ઞાતિની છોકરીને પરણે એ સારૂં, કે એ બે જણાં ગમે તેમ વર્તી ગમે તેની જોડે લગ્ન કરે તે સારૂં !

કૃષ્ણ—સારૂં તો વળી તમે કહ્યું તે સ્તો.

લખોટીશંકર–હું પણ સાહેબ, તમારા મતનો છું.

ધીરજ—વારૂ ત્યારે રાવબહાદુર મધુકર સી. આઇ. ઇ. જેવા એક સમર્થ ગૃહસ્થને જ્ઞાતિમાં રહેવા વિનતિ કરવી એમાં આપણે હલકા થઇ જઇશું ?

વિષ્ણુ—લાખ વાર હલકા. નાતમાં વળી રાવબહાદુર કેવાને સી. આઇ. ઈ. કેવા.

ધીરજ—વિષ્ણુ, ભ્હાર એક તરફ તું બોલ અને બીજી તરફથી મધુકર બોલે, કોનું વજન વધારે પડશે ?

વિષ્ણુરામ ચાટ પડી ગયો. પાછો ખળભળાટ થયો. લગભગ એક કલાક ભિન્ન ભિન્ન પ્રકારની ભાંજગડ ચાલ્યા પછી જ્ઞાતિએ એમ ઠરાવ્યું કે ડેપ્યુટેશન તો નહી, પણ ધીરજરામ ખાનગી રીતે મધુકરનો મત પુછે, અને જો તે પ્રાયશ્ચિત કરી જ્ઞાતિમાં આવે તો તેને જ્ઞાતિમાં લેવો. આમ વિચાર કરી તેઓ છુટા પડયા. વિષ્ણુરામ અને તેના મળતીઆઓએ તડ પાડવાનો વિચાર કર્યો, પણ તેમની સંખ્યા જુજ હોવાથી કોઇએ ગણકાર્યા નહી.

---

## પ્રકરણ ૮ મું.

---

### અમીનાની ચિંતા.

મલબાર હીલ ઉપર આવેલા એક ન્હાના પણ સુંદર મકાનમાં પાનપટ્ટી ખાતી અમીના હીંચકા ઉપર બેઠી હતી. સ્હામા પર્યંક ઉપર અર્ધા ઝોકાં ખાતાં જલાલુદ્દીન અઢેલીને બેઠો હતો. રાત્રિનો એક વાગ્યો હતો. મહમદ તુરતજ રજા લઇને સુવાના ખંડમાં ગયો હતો. મુંબાઇમાં તેને આવે અઠવાડીઉં થઇ ગયું હતું. મધુકર વિગેરે હજી મુંબાઇમાંજ હતા. હવે એકાદ દિવસમાં તેઓ સ્વસ્થળે જવાના હતાં.

“ આપણે નિરાંતે વાત કરવાનો વખતજ મળતો નથી, ” અમીનાએ કહ્યું.

" હાસ્તો, " ઝોકાં ખાતો જલાલુદ્દિન બોલ્યો.

અમીના--એમ ઝોકાં ખાવાનાં નથી. હું વાત કહું તે બરાબર સાંભળો. ખુદાએ આપણને એક બેટો આપ્યો, તે ભણી ગણીને સીવીલીઅન થયો. હવે તેના લગ્ન સંબંધી આપણે વિચાર કરવો જોઇએ.

જલા—આ બાબત ઉપર તું વાત કરીશ એમ હું માનતો હતો. લોકો કહે છે કે મંજરી જોડે તે પરણી ચુકયો છે.

અમીના—તોબા, તોબા. મંજરી તો એની બ્હેન છે. એની જોડે લગ્ન શી રીતે થાય ? આપણે રહ્યાં મુસલમાન. તે રહ્યા હિંદુ. આપણાં લગ્ન બને શી રીતે ?

જલા—એ શુભ દિવસ આવે તો તો હિંદનો ઉદય થાયજતો.

અમીના—તમે મંજરીને મુસલમીન બનાવ્યા વગર મહમદનું લગ્ન એની જોડે શી રીતે કરી શકો ?

જલાલુદ્દિને બગાસું ખાધું ને ટુચકી વગાડી. " એજ છેતો. "

અમીના—એમને એમ લગ્ન થાય તો તે લગ્ન આપણા ભાઈઓ કબુલ ન કરે. વળી કુંજ બ્હેનની ઇચ્છા આ લગ્નથી તદ્દન વિરૂદ્ધ છે.

જલા—તે લોક Orthodox છે તે હું જાણું છું. એટલે તે બનવું મુશ્કેલ છે.

અમીના—મારા મહમદને કોઈ ઉમરાવ કુટુંબની કન્યા જોઇએ.

જલા—તે બાબત મહમદને પુછ્યું છે ?

અમીના--મેં પુછ્યું હતું ત્યારે કહે કે અમ્મા એ બાબત હાલ બંધ રાખો. હું એકલો સુખી છું.

જલા—હું ધારૂં છું એની ઇચ્છા મંજરી જોડે લગ્ન કરવાની હશે.

અમીના—એ વાત બનવી મુશ્કેલ છે. મંજરીનું લગ્ન નરહરિ જોડે થશે એમ કુંજબાલા કહેતાં હતાં.

જલા—પેલા ચકંભઠીયારાના છોકરા જોડે ?

અમીનાને હસવું આવ્યું. " છોકરો હુશ્યાર છે ને !"

જલા—ડેપ્યુટી કલેકટર નીમાયો છે ખરૂં ?

અમીના—એને ઈંડીઆ ઓફીસ જોડે સારૂં છે.

જલા—ઠીક. એમ બોલી પાછો ઝોકાં ખાવા લાગ્યો.

અમીના—તમને ઉંઘવા દેવાની નથી. મારી મુંઝવણનો ખુલાસો કરો.

જમા—હજી છોકરો કાલને જ્હાણે વિલાયતથી આવ્યો છે, ત્યાં શી ઉતાવળ છે. એને કન્યા આપોઆપ મળી રહેશે.

અમીના—મંજરીનો વિચાર સ્વપ્ને ન રાખશો.

જમા—તે આપણે ક્યાં રાખીએ છીએ!

મહમદને નિદ્રા ન આવવાથી તે પોતાના ખંડમાં આમતેમ ફરતો હતો. માતપિતાને પોતાના સંબંધી વાતો કરતાં સાંભળી જીજ્ઞાસા થઇ, ને બધી હકીકત તેણે સાંભળી લીધી.

મહમદની ઇચ્છા મંજરી જોડે લગ્ન કરવાની ન હતી, પરંતુ તેના વગર તેને ગમતું નહીં. મંજરી તેને ભુલી ગઇ હતી, પણ મહમદને તેથી ઉલટું હતું. લગ્નવાળો ગપાટો એવો સજડ ચાલ્યો હતો કે વારંવાર તેની પાસે જવું તેને યોગ્ય ન લાગ્યું. તે માતપિતાની વાત સાંભળી વિચારશીલ થયો, ને દીર્ઘ નિઃશ્વાસ મુકયો.

તેજ સમયે મધુકર અને કુંજબાલા પણ એજ પ્રકારની વાતમાં રોકાયાં હતાં.

"હવે મંજરીને આપણાથી કુંવારી રાખી શકાય એમ નથી. માટે એનું લગ્ન થવું જોઇએ" કુંજબાળાએ કહ્યું.

મધુકર—એને માટે પ્રભુએ નિર્માણ કરી રાખ્યું છે.

"હું મહમદ જોડે કદી એનું લગ્ન થવા દેનાર નથી," કુંજબાલાએ ઉશ્કેરાઇને કહ્યું.

મધુકર—થાયતો શું ખોટું છે!

કુંજ—એ બનવું મુશ્કેલ છે. ધારો કે આપણે સંમતિ આપીએ, પણ અમીના કુંજને પ્રથમ મુસલમીન કરે, પછી તેનું લગન થવાદે. ત્યારે આપણે કેમ ન ઇચ્છિએ કે મહમદ પહેલો હિંદુ થાય પછી આપણે કુંજને દઇએ.

મધુકર—તમે જબરૂં "લોજીક" ચલાવ્યું.

કુંજ—બન્ને પક્ષ સરખી રીતે વર્તે ત્યારે આવાં લગ્નો થાય. હજી આપણો જનસમાજ એટલે દરજ્જે આગળ વધ્યો નથી. માટે મારી મરજી મંજરીનું લગ્ન મહમદ જોડે કરવાની નથી.

મધુકર—ત્યારે!

કુંજ—હું તેજ વિચારમાં છું.

મધુકર—નરહરિ શું ખોટો છે!

કુંજ—એ જાતે સારો. પણ ભડીઆરાનો છોકરો ગણાયને ?

મધુકર—સુધારાવાળાં છીએ એ ડોળમાત્ર કરવાનો છે ને ?

આપણી જ્ઞાતિના માણસો સ્વતંત્ર રીતે ધંધો ચલવી આજીવિકા ચલવે, તેમાં લાંછન શું ? મીઠારામની મીઠાઈ જગમશહુર છે. તેણે તેમાંથી સારો પૈસો પ્રાપ્ત કર્યો છે. નરહરિને પાંચસોનો પગાર થયો છે, ને જો એનામાં આવડત હશે તો કલેક્ટર સુધી આગળ વધી શકશે.

કુંજ—હું એજ વિચારમાં છું આપણે મંજરીની સંમતિ લઈશું !

મધુકર—કાંઇ જરૂર નથી. એની ઇચ્છા હશે નહીંતો એ તને કહેશે.

કુંજ—તમારા ઉપર ધીરજરામનો શો પત્ર આવ્યો છે ?

મધુકર—આપણને જ્ઞાતિમાં લેવાનો એ યત્ન કરે છે.

કુંજ—જ્ઞાતિની માથાકુટમાં પાછા પડવું પડશે ?

મધુકર—કુંજ, મને જ્ઞાતિબંધન ઉપર તિરસ્કાર છે. પણ છોકરાંના લગ્નનો પ્રશ્ન આવે છે, ત્યાં ક્ષણભર જ્ઞાતિનો વિચાર કરવો પડે છે. ધીરજરામ માણસ ઠરેલ છે. એનાને મારા વિચારમાં મતભેદ છે; છતાં મારે એનો મત કબુલ કરવો પડે છે. એ મને લખે છે કે પ્રાયશ્ચિત કરી જ્ઞાતિમાં આવો. આ વાત મને બીલકુલ પસંદ નથી. પણ એક જ્ઞાતિમાંથી બહિષ્કાર થયેલો માણસ બીજી કોઇ પણ જ્ઞાતિનો ગણાતો નથી. આવી ત્યજાયલી સ્થિતિમાં માણસ શ્રીમાન હોય છે તો ટક્કર ઝીલી શકે છે, પણ દૈવવશાત ગરીબ થઇ જાય તેવે વખતે બુરી સ્થિતિ થાય છે, અમારો પ્રત્યક્ષ અનુભવ છે. તે ઉપરથી છોકરાંને પ્રાયશ્ચિત અપાવી જ્ઞાતિમાં લાવવાં છે. આપણે ખાઇપી ઉતર્યાં છીએ, એટલે આપણે તેમાં દાખલ થવા જરૂર નથી.

કુંજ—તમને સુધારાવાળા અસ્થિર મનના નહીં કહે ?

મધુકર—કહેશે. મારી વિરૂદ્ધ લખાય એમ લખશે. પણ છોકરાંને જ્ઞાતિમાં નંખાવ્યા વગર છુટકો નથી.

કુંજ—તમે ધીરજરામને શું ઉત્તર લખ્યો છે ?

મધુકર—મેં એમ લખ્યું છે કે, "તમે જે મારા તરફ સદ્ભાવ બતાવો છો. તેને માટે ઉપકાર માનું છું. જ્ઞાતિ માટે મને માન છે. સમય પ્રમાણે જ્ઞાતિમાં સુધારા થવા જોઇએ. તેને બદલે આપણે સોળમી સદીમાં લઇએ એમ પાછળ હઠતા જઇએ છીએ. જ્ઞાતિના યુવકો નિર્માલ્ય, ચારિત્રહીન, અસત્યવાદી થતા જાય છે. ખાનગી જીવનમાં ખાવાપિવામાં અનેક પ્રકારના ગોટાળા વાળે છે, ને સત્ય કહેતા નથી, અને મારા જેવા જ્યારે

સત્ય રીતે કહે છે, તેને કનડે છે. આ બધું આપણું અધઃપતન સૂચવે છે. આ બાબત વિષે હું નિર્મળગામ આવીશ ત્યારે આપણે નક્કી કરીશું. પણ જો આપ મુંબાઇ આવી શકો એમ હોતો જલ્દી નિશ્ચય ઉપર આવી શકાય.

કુંજ—બરોબર લખ્યું. મંજરીને તો નરહરિને દઇશું ને ?

મધુકર—હા. ને એકાદ મહિના પછી પોતાની જગ્યા ઉપર જાય તે પહેલાં લગ્ન કરી દઇશું. તે દરમીઆન જ્ઞાતિનો ફડચો આવી જતો હોય તોપણ ઠીક.

કુંજ—તમારા જ્ઞાતિસંબંધી વિચાર બદલાયા તે નવાઇ લાગે છે ?

મધુકર—અનુભવ એ જુદી વાત છે. હજી જોઇએ છીએ શું પરીણામ આવે છે ? આપણા વિચાર કબુલ કરે એવી જ્ઞાતિ રહેલી નથી. આમ વાતો કરી પતિ પત્ની જુદાં પડયાં.

---

## પ્રકરણ ૯ મું.

---

### મીઠારામનો ગૃહસંસાર.

જીવકોર જોડે પુનર્લગ્ન કર્યા પછી અને નરહરિના ઇંગ્લંડ ગયા પછી મીઠારામનો ગૃહસંસાર કેમ ચાલ્યો તે વિષે આપણે થોડું નિરીક્ષણ કરીએ. તેની કોલેજમાં દાખલ થવાની લાલસા નરમ પડી ગઇ. પણ તે બહુ ડોળી થઈ ગયો. તેની પ્રકૃતિ બગડી હતી. તેનો આનંદી સ્વભાવ જતો રહ્યો હતો. જીવકોર ઉપર ઘડીઘડીમાં ચીડીઆં કરતો હતો. પોતે જાણે એક મ્હોટા વિદ્વાન હોય અને બીજા બધા તુચ્છ હોય એમ આડંબર કરતો હતો. સ્હવારમાં દસવાગે મીઠાઈની જાહેર ખબરના લેખ લખવામાં રોકાતો. ઘરમાં ન્હાનો બાગ બનાવ્યો હતો તેમાં સ્હવારમાં લક્ષ આપતો. હાલમાં તે ચિત્રકળા ઉપર થોડો સમય ગાળતો. બાગમાંના ફુલ પાસે બેસી તેની આકૃતિ કાટ્રીજ પેપર ઉપર ચીતરી તેને ફુલના રંગ પ્રમાણે રંગતો. તે વળી દેવદારના પાટીઆં ઉપર કોતરકામ કરતો. એક ટેબલ ઉપર ટાઇપ રાઇટર રાખી મુકતો. પોતાની ડાયરી તથા કાગળો ટાઇપથી છાપતો. ફુરસદે તે છબી પાડવાનું કામ પણ કરતો. ઘરમાં એક મોટું ભીંતા કબાટ હતું તેને "ડાર્કરૂમ" ના રૂપમાં ફેરવ્યું હતું. આ ઉપરાંત ઘરમાં કરકસર શી રીતે થાય છે તેના ઉપર લક્ષ આપતો. ચાકરનોકર એનાથી ઘણા ત્રાસથી કંટાળી ગયા હતા. જીવકોર એનું નામ સાંભળીને થરથરતી. આ

પ્રમાણે તેણે રૂખ ફેરવી દીધી હતી. પહેલાનો આનંદી, પરોપકારી ઉદાર મીઠારામ રહ્યો નહતો. એની પ્રકૃતિમાં અસાધારણ ફેરફાર થઇ ગયો હતો.

એક સ્હાંજના તે બ્હાર ફરીને આવ્યો તે વખતે આંગણામાં દેવદારના થોડાક કટકા પડયા હતા.

"કંકુ!" તેણે ચાકરડીને કહ્યું "લાકડાં કેટલાં મોંઘાં છે તેનો તને ખ્યાલ છે? દેવદારના આવા કટકા સંઘરી રાખવા જોઇએ. હાલમાં હું જે કોતર કામ કરૂં છું. તેમાં તેની ઘણી કિંમત ઉપજે એમ છે. તારા પગારમાંથી આ લાકડાંની કિંમત કાપી લેવામાં આવશે.

"સાહેબ," કંકુએ ઉત્તર દીધો, "અમારી ભુલ નથી. એ હરિડોશીની ભુલ છે.

"બોલાવ, હરિડોશીને" ક્રોધથી મીઠારામ બોલ્યો.

કંકુ હરિડોશીને બોલાવવા ઘરમાં ગઇ. બન્ને ચાકરડીઓ મળી એટલે વાતે વળી.

"ડોકરો આજ દેવદારનાં પાટીઆં ઉપર પડયો છે," હરિબ્હેનને કંકુએ કહ્યું.

પાટીઆં તો જીવકોર શેઠાણી ચુલામાં મુકે છે. કહેવું હતુંને હરિડોશી બોલી.

કંકુ—તે તું કહેજે. તારા જવાબની રાહ જોતો ઉભો રહ્યો છે.

હરિ—પાટીઆંને મારે શું કરવાં હતાં, ખાઇતો નથી ગઇને? બધા કચરા જોડે એને ફેંકી દઉં છું. દાઝતો એવી મ્હડે છે કે ડોસાને પણ પટકી દઉં. જા તું જવાબ દે હું કાંઇ નથી આવતી.

એમ છણકો કરીને તે ચાલી ગઇ. કંકુ મીઠારામ પાસે આવી ને કહ્યું કે હરિએ કહ્યું કે "શેઠાણી તરફથી ખાસ સુચના ન મળવાથી એ પાટીઆં ફેંકી દેવામાં અગર બાળી નાંખવામાં આવે છે."

મીઠા—એમ થતું હશે એ મેં ધાર્યુંજ હતું. કોતરકામ માટે પાટીઆં આવે છે તેના એક ફુટે ચારથી બાર આના સુધી આપવા પડે છે. આ પ્રમાણે પાટીઆં બાળી નાંખવામાં કે ફેંકી દેવામાં આવે તો દેવાળુ કહાડવું પડે. માલની મોંઘવારી વધતી જાય છે. છોકરાંને વિલાયત ખોબો ભરીને સોનામ્હોરો મોકલવી પડે છે. માટે કંકુ, સંભાળીને કામ કરજે. ભવિષ્યમાં જો આવી ભુલ થશે તો તમને બન્નેને પગાર નહી મળે, ને ઘેર મોકલવાં પડશે ઘેર! સમજી કે તું!

આમ વાત ચાલતી હતી, ત્યાં જીવકોર આવી પહોંચી. કંકુ અંદર ચાલી ગઇ તે માયાળુ ને સારા સ્વભાવની હતી. પતિના તેજમાં અંજાયલી રહેતી, અને "હા, હા," કહી પતિના ક્રોધને શાંત પાડતી. પતિના ત્રાસથી તે વારંવાર અસભ્ય બોલતી.

"હમણાં આવીને દુધ વાળી કહી ગઇ કે ભેંસ દુધ દેતી નથી ?" તે બોલી.

દુધ વાળીના પગારમાંથી દુધના પૈસા કાપી લેવા જોઇએ, " મીઠારામ બોલ્યો. "એ લોક દુધ વેચીને પૈસા કરે છે ને આપણી પાસે ખાલી ગપાટા મારી જાય છે કે ભેંસ દુધ ન દીધું. ઘરનાંને આપતે પૈસે આપણે દુધ વગર રહીએ એ કેમ ખમાય!" ઢોર છે છતાં

જીવકોર—દુધ વાળી જુઠુ બોલે એમ હું માનતી નથી.

મીઠારામ—બધો વાંક તમારો છે. તમારામાં ગૃહવ્યવસ્થાની ખામી છે. એટલે નોકરો ગાંઠતા નથી, અને નકામું ખર્ચ વધ્યે જાય છે. પૈસા પણ કેટલા આપવા ? બીલ ચુકવી ચુકવીને થાકી ગયો. ખરચ ખરચ ને ખરચ. આ રીતે મારે દુકાન બંધ કરીને ઘર વેચવું પડશે.

જીવકોર—નકામા શું કામ ગુસ્સે થાઓછો ? પ્રભુ આપે છે તો ખાઇએ છીએ એમ જીવ બાળ્યે કાંઈ ચાલશે ? કાલ આપણો મગન આવવાનો છે. તે નરહરીવાળા પ્રોફેસરનો માનીતો છે. તે નિમિત પણ ખરચ તો થશેજને।

મીઠારામને લાગ્યું કે જીવકોરે ટાંણો માર્યો.

"મહેમાન કોને બારણે છે ?" તે બોલ્યો "અતિથિનો સત્કાર કરવો એ આપણો ધર્મ છે. યોગ્ય ખરચની બાબતમાં હું કદી વાંધો લેતો નથી. મગન ભલે આવે તે ચીબાવલો છે ને તેની રીતભાત મને ગમતી નથી. એટલોજ વાંધો છે. તમારો દુરનો સગો છે એટલે ના કહેવાશે ?

જીવકોર—ખાવાનું શું કરીશું ?

મીઠારામ—દાળ, ભાત, રોટલી ને શાક. જરા મુરબ્બો કઢાડજો.

જીવકોર—ઘેર મીઠાઇની દુકાન રહી ને આવી સાદી રસોઇ જમાડાય ?

મીઠા—મીઠાઈ એમ ખાતા ફરીએ તો તો ધંધો કરી રહ્યા. તમે તમારે હું કહું તે કરજો. મહેમાનો રોજ આવે ને રોજ જાય, એમ ભારે ખાણાં કરીએ તો ઘર વેચવાંનો દહાડો આવે. આપણી જ્ઞાતિના પેલા

કરૂણાશંકર ડોકટરીનો દાખલો જુઓને ! રોજ ખાવાપીવામાં મિષ્ટાન્ન જોઇએ. પરિણામ એ આવ્યું કે સર્વસ્વ વપરાઈ ગયું ને દસ હજારનું સ્હામું દેવું થયું, તે ઘરબાર વેચેએ ન પત્યું. હમણાં મારે કંકુને એજ ક-હેવું પડયુંને કે ઘરની ઝીણી ઝીણી ચીજોને પણ જો સંભાળીએ નહી તો ખરચ વધી જાય.

આમ બોલી તે ઘરમાં દાખલ થયો. ઘડીઆળની છાજલી ઉપર તેણે કાર્ટીજનો કાગળ કાતરીને મુકયો હતો. તે ભોંય ઉડી પડયો હતો.

"જોયું આ !" તે પગ પછાડી બોલ્યો. "આ કાગળ કાપતાં મને ચાર દિવસ થયા હતા તેની તમને કિંમત છે ?"

તેણે તે કાપલી ઉપાડી. અંદરથી એક ભાગ ખરી પડયો હતો. તેના ગુસ્સાનો પાર ન રહ્યો. ઘરમાં ધમપછાડા કર્યા. વેસ્ટ પેપરની ટોપલી લાતથી ઉરાડી. ઘર બધું ફાટેલા કાગળના ટુકડાથી ભરાઇ ગયું. જીવકોર આજના ક્રોધથી ત્રાસી ગઇ. "પુનર્લગ્ન કરીને શું સુખી થઇ ? આમ-નામાં પાઈની અકલ નથી ને મીજાજનો પાર નથી. એમનો મીઠાઇનો ધંધો ચલવે તો બસ છે. આતો વળી 'બોટની' જાણવી છે, છબીઓ પાડવી છે, ચિત્રકાર થવું છે, લેખક થવું છે, ને ગૃહવ્યવસ્થાના અગ્રણી થવું છે. આજ કોણ જાણે કેનું મ્હોં જોયું છે કે કંકાસથી શરૂઆત થઇ છે." એમ મનમાં બબડી અંદરના ખંડમાં ગઇ. તે દિવસે પછી બીજું જાણવા જેવું કાંઇ બન્યું નહીં. બીજે દિવસે મગન આવી પહોચ્યો, આપણા છપ્પન વ્યાપારી મીઠારામ તો રોજ કામમાં એવા ગુંથાયલા હતા કે તેમને પરોણાનો સત્કાર કરવાની ફુરસદ નહતી ! જીવકોરે તેની મ્હેમાનગીરી કરી. જરૂર પડે ત્યારે મીઠારામ ઇંગ્લીશ ઢબથી રહેતા'તા. વાડીને પડખે ટેનીસ ગ્રાઉંડ બનાવી હતી ત્યાં વખતે વખતે ટેનીસ રમવાની ફુરસદ મલતી. તે દિવસે સ્હાંજે નવરાસ કહાડી મીઠારામ મીઠાઈવાળા આવી પહોચ્યા.

"મગનભાઇ," તે બોલ્યો, "હાલમાં હું એક પળ નકામી જવા નથી દેતો, તેથી તમને મળાયું નહી તે માફ કરશો.

મગન—કાંઇ નહી. જો કે હું તમારા સમાગમનો લાભ લેવા આવ્યો હતો પણ તમને ફુરસદ નથી તો જીવકોર બ્હેન છે એટલે ઠીક છે.

મીઠારામ—આપણે "ટેનીસ" રમીશું ?

મગન—હાજી.

તેઓ બન્ને ટેનીસ રમવા લાગ્યા. મગનના દાવ સીધા પડવા માંડયા. મીઠારામથી પુરી "સરવીસ" જ થઇ શકતી નહતી તેનું અભિમાન નાશ પામ્યું. દોડીને જોરથી બોલને સપાટો મારવા ગયો તો ખરો, પણ પગ સરી ગયો ને બોલ જાળમાં ભરાઇ ગયો. તે પડતે પડતે રહી ગયો. મગનથી હસી પડાયું, જીવકોરને હસવું આવ્યું, પણ ખાળી રાખ્યું. મીઠારામ ચીડાઈ ગયો. બોલ ફેંકી દીધો, રેકેટ ફેંકી દીધું બડવો દાડે એમ ઘરમાં દોડી ગયો.

મગનને આશ્ચર્ય લાગ્યું. પાકટ ઉમ્મરનો માણસ પોતાની ભુલથી લપસી પડયો તેમાં બીજા ઉપર ગુસ્સે થવાનું શું કારણ ?

"હું ઘણો દિલગીર છું કે" તેણે કહ્યું "મારે લીધે તેમનું હૃદય દુભાયું."

જીવકોર—એ કાંઇ ગુસ્સે થયા નથી. કાંઈ કામ સાંભરી આવ્યું હશે એટલે દોડી ગયા.

મગન—એમ હોય તો સારૂં. બાકી તમારા ઉપર તો ગુસ્સે નહીં થાયને.

જીવકોર—તેમનું અંતઃકરણ ઘણું કોમળ છે. પ્રોફેસરે કદાચ તમને એમના વિષે ખરાબ મત આપ્યો હશે પણ એ વાત ખોટી છે.

મગન—પ્રોફેસરે મને એવું કાંઇ કહ્યું નથી. તેમને તમારા વિષે બહુ ઉચ્ચ મત છે.

જીવકોર—મગન, અંદરના ખંડમાં બેસજો હું ચ્હાની તજવીજ કરૂં. એમ બોલી અંદર ગઇ.

મીઠારામ માથે રૂમાલ બાંધી બબડતો સુઇ રહ્યો હતો.

જીવકોર અંદર ગઇ ને પુછ્યું કે કેમ સુઇ રહ્યા છો ?

"મારૂં માથું દુઃખે છે. મારી પ્રકૃતિ ઠીક નથી" તેણે કહ્યું.

"તમને અકસ્માત નડયો તેને માટે મગન દિલગીર છે" તે બોલી.

"એમાં કાંઇ નહીં" તે બોલ્યો.

"ચ્હા પીને એ જવાનો છે. તમે મળશો ખરા કે ?" તેણે પુછ્યું.

"તે બધું તબીયત ઉપર આધાર રાખે છે. બપોરે જમાડયો હતોને ?" તેણે પુછ્યું.

"હા," તે બોલી, "તમારા કહ્યા મુજબ સાદી રસોઇ કરી હતી.

ઠીક ત્યારે," તેણે કહ્યું, "હાલ મને આરામની જરૂર છે. મને એકલો રહેવા દો."

તેના ગયા પછી તે ઉભો થયો ને બારણા ઉપર લખીને નોટીસ મ્હોડી કે "કોઈ પ્રકારનો સ્વર થયો ન જોઈએ." પછી પાછો સુઇ ગયો.

જીવકોરે મગન માટે બટાટા ને પુરી તૈયાર કર્યાં. તેની તેને ગંધ આવવા લાગી. કડકડીને ભુખ લાગી હતી. ધાર્યું હતતો કંકુ મારફત તજવીજ કરાવત. પણ માથું દુઃખવાનું બ્હાનું કહાડયું હતું એટલે ખવાય શી રીતે ? મ્હાનો પ્યાલો મંગાતું એમ વિચારમાં તે ઉંઘી ગયો. એકાદ કલાકમાં જાગ્યો. રાત્રી પડી હતી. ચંદ્રનો ઉદય થયો હતો તેને કડકડીને ભુખ લાગી. તે પાછલે બારણેથી રસોડામાં દાખલ થયો ને થોડા પુરી ને બટાટા એક થાળીમાં લઇ બેઠો બેઠો ખાતો હતો, ત્યાં મગન અને જીવકોર આવી પહોંચ્યાં. મગને હજી વાળુ કર્યું નહતું. મીઠારામ સંકોચ પામ્યો પણ દમ રાખીને ઉઠયો. "જીવકોર," તેણે કહ્યું, "કાલ સ્હવારે મેં તમને કહ્યું હતું કે ગૃહવ્યવસ્થામાં બહુ પછાત છો. તેનો પ્રત્યક્ષ દાખલો બતાવું ? રસોડામાં કેટલી બધી મેંશ લાગી છે ? ચુલામાં કેટલી બધી રાખ છે ? ખાળમાંથી કેટલી દુરગંધ નીકળે છે ! આવી અસ્વચ્છ જગ્યાએ રસોઇ થવાથી તબીયત બગડે. તે જોવા હું પુરી ને બટાટા ચાખતો હતો કે અસ્વચ્છ હવાની એમાં કેટલી અસર થઇ છે !

મગન કાંઇ બોલ્યો નહીં, તેમ જીવકોર મુંગી રહી. મીઠારામ માથે પાટો બાંધીને અંદરના ખંડમાં ગયો.

"કહો તો પુરી ને બટાટા મોકલું" જીવકોરે મ્હોટેથી પુછયું.

મીઠારામ—મારી તબીયત નરમ છે. એક કોળીઓ ભરી શકાય એમ નથી. માટે ન મોકલશો. હું કાંઇ રાક્ષસ નથી. ખાવું હોય તો ઘર મારૂં છે, તમે મને મોકલનારાં કોણ ?

મગન—પેટભરીને પુરીને શાક ઉડાવી ગયા છે, પછી શેની ભુખ હોય. પોતાના ઘરમાં આમ કરવાની જરૂર શી ! કદાચ હું આવ્યો છું તે નહીં ગમતુ હોય !

જીવકોર આ વખતે કાંઇ બોલી નહીં. તે શરમિંદી પડી ગઇ હતી. "હમણાંની એમની પ્રકૃતિ વિચિત્ર થતી જાય છે. ભાઇ ઘેર આવશે ત્યારે ઠેકાણું પડશે. રખેને ચિત્તભ્રમ થઇ જાય એનો મને સદંતર ચિંતા રહે છે" ચતુર જીવકોરે વાતની બાજી બદલી કહ્યું.

મગન વાળુ કરી, જીવકોરની રજા લઇ ઘેર ગયો. તે વખતે રાતના દસ વાગ્યા હતા.

તેના ગયા પછી મીઠારામ જીવકોર પાસે આવ્યો.

"મેં વેષ બરાબર ભજવ્યોને ?" તેણે રોફથી કહ્યું.

જીવકોર—તમે શું કહોછો તે મારાથી પુરૂં સ્હમજાયું નથી.

મીઠારામ—આપણે ઘેર અતિથિ આવ્યો, તેનો સત્કાર થવો જોઇએ તે પ્રમાણે કર્યો. પણ હવે એ છોકરાને કદી મારા ઘરમાં પેસવા નહીં દઉં. તમારે ખાતર હું મુંગો રહ્યો નહીંતો એને લાકડી મારીને ઘરની બ્હાર કહાડત. મને એની રીતભાત બીલકુલ પસંદ ન પડી.

જીવકોર—એટલું બધું શું છે ?

મીઠારામ—તમારો દૂરનો સગો રહ્યો એટલે હું વધારે બોલતો નથી પણ મગન એ ચાગલો, હરામખોર, લુચ્ચો છોકરો છે. ઘરમાં પ્રવેશ કરવા દેવાલાયક માણુસ નથી સ્હમજ્યાં ?

જીવકોર—ટેનીસમાં તમે લપસી પડયાને એ હસ્યો તેમાં આટલા બધા નાખુશ છો ?

મીઠારામ—એવી નજીવી બાબતો ઉપરથી માણુસના ચારિત્ર્યની પરીક્ષા થાય છે.

જીવકોર—તે હસવું ન આવે ! તમારી ભુલથી તમે લપસ્યા એમાં એ શું કરે ?

મીઠારામ—ભલે તમે એ વાત કબુલ રાખો તો તમારી મરજી. હું એ વાત કબુલ રાખી શકું એમ નથી.

જીવકોર—પ્રોફેસરનો એ માનીતો છે.

મીઠારામ—ભલે રહ્યો. પ્રોફેસર મને શું કરવાનો હતો ? એ પણ જો બહુ ચાળા કરશે તો ઘેર આવતો બંધ કરીશ. એ પંતુજીઓ વાત ડાહ્યા બહુ હોય છે. એમને મન આખું જગત જાણે છોકરાંજ—ભણતાં છોકરાંજ છે—એમ હોય છે, મારીપાસે એ નભે એમ નથી જીવકોરે વધુ વાત ન કરી. તે બ્હાનું કહાડી બીજા ખંડમાં ચાલી ગઇ મીઠારામ પ્રસન્ન થતા સુઇ ગયો.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### જાદુઇ વીંટી.

મગન આનંદી સ્વભાવનો હતો. તેને મીઠારામની વિચિત્ર પ્રકૃતિ ઉપર હસવું આવ્યું. "બીચારી જીવકોર આવા 'ઇડિઅટ'ને પરણીને દુઃખમાં પડી છે " એમ તેણે વિચાર્યું. તે બીજે દીવસે પ્રોફેસર જે

અંધેરીમાં રહેતો હતો તેની પાસે ગયો, ને મીઠારામ વાળી વાત કહીને પેટ પકડી હસ્યો.

પ્રોફેસર—એ મૂર્તિને કાલેજમાં દાખલ થવું હતું. નરહરિ ઇંગ્લંડ ગયો, પોતે જ્ઞાતિ બ્હાર મુકાયો, ને મુનિમો આંઠીઆં કરવા માંડયા એમ ખબર પડી એટલે કાલેજમાં દાખલ થવાનો વિચાર માંડી વાળ્યો. પેપર વાળાઓએ પણ એને સારી પેઠે ઉંચકયો. આનું પરિણામ એ આવ્યું કે તે ડોળ વધારે કરવા માંડયો. ઘરમાં નોકર ચાકર, ગુમાસ્તા ઉપર કકળાટ અને જુલ્મ કરવા માંડયો. જુના નોકરો જતા રહ્યા પણ જીવકોર કયાં જાય ? એ બીચારી તેનો કકળાટ સહન કરે છે અને તેનું વાંકું બોલતી નથી.

મગન—મને તેની બહુ દયા આવે છે, પુનર્લગ્ન કરી નાત જાતમાં હલકી પડી, અને પતિ આવા સ્વભાવનો મળ્યો.

પ્રોફેસર—મારા લાગમાં આવે તો મીઠારામને ચાબુકથી મારૂં પણ તે ફાવતું નથી. એક બીજી યુક્તિ છે. મારા પડોસમાં ઇજીપ્ત ભણીનો એક ફકીર રહેતો હતો તે ઘણો બીમાર પડયો હતો ત્યારે મેં તેની સારવાર કરી તેથી પ્રસન્ન થઇ મૃત્યુના બે દિવસ અગાઉ તેણે મને બોલાવીને કહ્યું કે "તમે મારી બહુ સેવા કરી છે. મારી પાસે તેનો બદલો વાળવાને સાધન નથી. પણ મારા ગુરૂએ મને આ એક જાદુઇ વીંટી આપી છે, એમાં એવો ગુણ છે કે જે માણસ પહેરે તેની અગાઉના પહેરનારનો ગુણ તેનામાં આવે આ વીંટી ખોળવાને ઘણા જણ ફરે છે. પણ તેમાંના કોઇને આપી નહીં. તારે અખતરો કરવો હોય તો કરી જોજે." એમ કહી આ વીંટી મને આપી.

પ્રથમ મેં પોતેજ એ વીંટી પહેરી, મારી પ્રકૃતિમાં ફેર પડયો. પછી બીજા બે ત્રણ જણને પહેરાવી. તેની અસર રામબાણ જેવી થાય છે. આ વીંટી એના ઉપર મોકલી આપીએ. જો એ પહેરે તો મીઠારામ નરમ પડે.

મગન—છેલ્લી આ વીંટી કોણે પહેરી હતી ?

પ્રોફેસર—ઉભારહો. હાલમાં મારી સ્મરણ શક્તિ મંદ થઇ છે. મને વિચાર કરવા દો.

થોડીવાર વિચાર કરી તે બોલ્યો, "આ વીંટી છેલ્લી એક સરકસના મેનેજરે પહેરી હતી. તે વાઘ અને સિંહને મારતો એટલે જો જીવકોર આ વીંટી પહેરે તો મીઠારામને વશ કરે.

મગન—જરૂર આ વીંટી તેના ઉપર મોકલવી જોઇએ.

પ્રોફેસર—એક યુક્તિ કરો–તમે પાર્સલથી આ વીંટી મીઠારામ ઉપર મોકલો. તેમાં એક ચીઠી લખો, આ વીંટી પંચધાતુની છે. એમાં એક વીજળીક શક્તિ છે. માટે મોકલી આપી છે. વિશેષમાં તાર કરો કે તમે કરેલી સરભરાનાં સ્મારક તરીકે પાર્સલ મોકલું છું તે સ્વીકારજો."

મગન—કદાચ પાર્સલ પાછું વાળશે તો ? અગર એ વીંટી પોતે પહેરશે તો ?

પ્રોફેસર—જીવકોર પાછું નહીં મોકલવા દે, ને પોતેજ વીંટી પહેરશે.

મગને જાદુઇ વીંટી તેજ દિવસે પાર્સલથી મોકલી આપીને તાર કરી દીધો. પાર્સલમાં ચીઠી લખી ન હતી. બધી હકીકત તારમાં જણાવી હતી.

બીજે દિવસે મીઠારામ તથા જીવકોર દિવાનખાનામાં બેઠાં હતાં મીઠારામ સ્વભાવ પ્રમાણે કચકચ કરતો હતો, ને જીવકોર ભળતા જવાબ દઇને હા હા ભણ્યે જતી હતી.

મીઠારામ—કેમ હમણાંનાં હું કહું છું તે વાત ગણકારતાં નથી, ને યથેચ્છ વર્તો છો. તમને ગીતાના અમુક શ્લોક મ્હોંએ કરવા આપ્યા છે તે કેમ કરતાં નથી ?

જીવકોર—તમારી એક પણ ઇચ્છાની વિરૂદ્ધ હું જવા માંગતી નથી હું સ્હેજ બ્હાર જતી હતી; તમને રોકાયલા જોઇ કામમાં અડચણ પડશે ધારી બોલાવ્યા નહીં. એમાં તમને ખોટું લગાડવાનું શું છે ? ગીતા બધી મ્હોંએ છે.

મીઠારામ—આપણે સંક્રાંત ઉપર ગરીબોને દાન આપવાને નવીજાતના બ્લેંકેટ મંગાવ્યા છે. આ 'પેપર બ્લેંકેટ' કહેવાય છે. પણ ગરીબોને આપીને પણ કરવું શું ? આપણે એ ઇરાદે આપીએ કે બીચારાં ટહાડમાં હોડે. પણ તેમ બનતું નથી. તેઓતો ઢેડાને વેચી આવી પૈસા કરી લઇ, દારૂ પીવામાં ઉરાડી નાંખે. આ કામળાઓ પાછા ચોર બજારમાં ઢેડા લોક વેચે. એટલે દાન કરવાની વૃત્તિ થતી નથી. આપણને શો હક છે કે–"

હાથમાં તાર લઇ કંકુ આવી. "ભાઇ, તાર આવ્યો છે."

મીઠારામ—વળી શીં મ્હોકણુ છે ? મીઠાઇ ખાનારા જંપવા દેતા નથી. તે લોકોને કાગળ લખવાનું આળસ આવે છે એટલે તાર કરે છે. એમ બોલી તેણે સહી કરી આપી. તાર ફોડયો તો તેમાં નીચે મુજબ હતું.

"I am sending you in a registered parcel a small memento of delightful visit. It is of no great value,

but you may be interested in it as a curios. The ring is of old Persian workmanship, and if you consent to wear it, I shall be greatly complimented with renual expressions of gratitute and my last love to yourself and Jivkorben."

એ વાર તાર વાંચી તેનો સાર જીવકોરને સ્હમજાવ્યો.

જીવકોર—આ ભેટ મગન તરફથીજ હોવી જોઇએ. એણે એ મતલબની કાંઇ વાત કરી નહતી.

મીઠારામ—એ ભેટ મગન તરફથીજ હોવી જોઇએ. વીંટી મોકલી તેમાં વળી તારની શી જરૂર હતી ? એ પૈસાના કાગળમાં જે હકીકત આવી શકે તેના બે રૂપીઆ ખરચી નાંખ્યા ? લોકો આમ નકામાં ખર્ચ કરે છે અને પાયમાલ થાય છે. વીંટી એને પાછી મોકલી આપીશું. મેં કાંઇ વીશી માંડી નથી કે પરોણાઓ ઘેર આવી જાય અને પૈસા આપી જાય.

જીવકોર—મગન એવા વિચારનો છેજ નહી. તે લખે છે કે વીંટીની કશી કિંમત નથી.

મીઠારામ—મગન શું કહેવા માગે છે તે હું સારી રીતે સ્હમજું છું.

જીવકોરે તે વાત વધારે છેડી નહીં. બીજે દિવસે પારસલ આવી પહોંચ્યું, જે કંકુએ ટેબલ ઉપર મુક્યું.

જીવકોર-કેમ આપણે પાર્સલ તોડીશું કે ? જોઇએ તો ખરા વીંટી કેવી છે ?

મીઠારામ પોતે પણ વીંટી જોવાને ઉત્સુક હતો. તેથી વીંટીને પારસલમાંથી બ્હાર કહાડી. જીવકોરે હાથમાં લીધી ને બોલી. વીંટી છે તો મઝેની તેના ઉપર પરસ્યન ભાષામાં કાંઇ લખ્યું લાગે છે.

મીઠારામ-વીંટી મારે કાલ પાછી મોકલવી છે. ત્યાં સુધી તમારે પહેરવી હોય તો પહેરો. વીંટી કાંઇ કીંમતી નથી. એ વાત મગને ખરી લખી છે. લોકો કેટલે દરજ્જે હલકા હોય છે ! આવી ફકીર જેવી વીંટી ભેટ મોકલતાં શરમાતા નથી ! હું કદી એ છોકરા જોડે સંબંધ રાખવાનો નથી. એને એવો ફટકો આપીશ કે પછી આ બાજુ ડાકું મારવુંજ ભૂલી જશે.

જીવકોરને વીંટી ગમી ગઇ. તે મીઠારામની જોડે તકરાર કરી ન શકી. બીચારા મગને પ્રેમથી વીંટી મોકલી તેને આવો બદલો ! અરે

જમ્યા પછી એ જરા શાંત થશે ત્યારે વાત એમ વિચારી વીંટી પહેરી.

વિદ્યુતના ચમકારાની માફક તે પહેર્યાની સાથે તેની પ્રકૃતિમાં ફેર પડયો. જમ્યા પછી મશાલેદાર પાન સોપારી ખાતે ખાતે જીવકોરે દમામથી કહ્યું " વીંટી પાછી મોકલી શકાય નહીં. આપણે એટલી તો માણુસાઇ રાખવી જોઇએ."

જીવકોરને તાણીને બોલતાં સાંભળી મીઠારામ ચમકયો ને ફાટે ડોળે તેના ગમ જોઇ રહ્યો. " જીવકોર ગાંડી તો નથી થઇને ? " તેણે મનમાં વિચાર્યું.

વીંટી આંગળીમાં રમાડતે રમાડતે તે બોલી. " તમારી પોતાની ભુલથી ટેનીસકોર્ટ ઉપર તમે ગબડી પડયા, એ બ્હાને તમે મગન જોડે લ્હડાઇ કરશો તો દુનિયાં તમને હસશે. નજીવી બાબતોને મહત્વ આપવાની નમારી કુટેવને લોકો નિંદે છે. મારે પણ કેટલીક વાર શરમાવું પડે છે.

મીઠારામ--(ગુસ્સાથી) મારી બાબત ઉપર ટીકા કરનારી તું કોણ ?

જીવકોર--ગાંડા માણસની માફક બકબકારો ન કરો. તમારી આ રીત જંગલી છે, અને તે મને પસંદ નથી. તમે વીંટી પાછી મોકલયાનો વિચાર માંડી વાળજો. એમાં મારૂં ખોટું દેખાય. મારે દુનિયામાં રહેવું છે. હું જંગલમાં નથી રહેતી સ્હમજ્યા કે !

મીઠારામ નરમ પડયો; " તારે રાખવી હોયતો રાખ. હું એ વીંટી કદી પહેરવાનો નથી. સ્હમજી " તે બોલ્યો.

જીવકોર—તમારે પહેરવાની જરૂર નથી; મને ગમી છે ને હું પહેરીશ. તમારે માત્ર તેને પહોંચ લખવી પડશે.

જીવકોર—મારો મગન ગુન્હેગાર હોય અગર હલકો માણુસ હોય એમ ન બોલો તમને એનું મ્હોં નથી ગમતુ તો ભલે. તમારા મનમાં એમ આવતું હોય તો એના બદલામાં તમારા ચિત્રનો નમુનો સ્હામો મોકલજો.

મીઠારામ પાસે નકામા ચિત્રો ઘણાં વધી પડયાં હતાં. જીવકોરની દરખાસ્ત તેને પસંદ પડી.

જીવકોર—(રોફથી) આલો તો, કાગળ લખી નાખો જોઇએ.

મીઠારામ—એવી ભેટો સ્વીકારવી અને ત્હેની પહોંચ લખવી એમાં હું એક જાતની હલકાઇ માનું છું. હું પ્હોંચ લખવાનો નથી."

મીઠારામે કાગળ નીચે મુજબ ટાઇપ કરી નાંખ્યોઃ—

My dear Magan,

I am very glad to hear that you enjoyed your visit to my humble abode. Pray believe that I welcome your charming present as it deserves. I hope that my thanks may shortly take more solid form of small example of wood-carving, if you will be kind enough to accept it. Thanks also for your reckless and very expensive telegram. Jivkore has taken a great fancy to the ring, and I know that you will join with me in giving her permission to wear it."

જીવકોરને તેનો સાર વાંચી સંભળાવ્યો.

"વાહ," તે બોલી, કેવો સુંદર કાગળ લખ્યો છે. ચાલો, કવર કરી આપો કે કંકુને કાગળ નાંખવા મોકલી આપું.

વીજળીની જાદુઈ અસરથી જીવકોરમાં નવું ચૈતન્ય આવ્યું હતું તે તે પોતે અગર મીઠારામ સ્હમજી શકયા નહીં. પણ મીઠારામની સત્તાનો અંત આવવા માંડયો.

જીવકોરનો રૂઆબ ફરી ગયો હતો. કંકુ અને હરિ ડોશીને તે વારંવાર ધમકાવતી. રસોઇઓ, નોકર, દુકાનના ગુમાસ્તા તેનાથી થરથરતા અને કામ કાળજીથી કરતા. મીઠારામ પણ તેને કહેવાની હિંમત ધરતો નહીં. એક સાંજના તે બન્નેને પાર્ટીમાં જવું હતું. તે કપડાં પહેરી જીવકોરની રાહ જોયા કરતો હતો. બ્હાર વિકટોરીઆવાળો મોડું થવા માટે બડબડતો હતો, જીવકોર કપડાં પહેરતી હતી પાએક કલાકમાં સુંદર કપડાં પ્હેરી તે દાદરેથી હેઠળ ઉતરી.

"ક્યાં સુધી મારે તમારી રાહ જોવી?" મીજાજ ખોઇ મીઠારામ બોલ્યો, "બ્હાર ગાડીવાળો રાહ જોઇને ઉભો છે. પા કલાક વધારે થશે તો તે વધારે બીલ કરશે."

જીવકોર તલૈયું ચ્હડાવી બોલી—તેમાં થઇ શું ગયું? ગાડીવાળો આઠ બાર આના વધારે લેશે. એનો કયાં હિસાબ છે! કંકુ, ચાલ ખડીઓ લાવ. મારે મારા ભાઇને કાગળ લખી દેવો છે.

મીઠારામ—પાર્ટીનો વખત થઇ ગયો છે. નકામી વાર શું કામ કરો છો?

જીવકોર—તમારે જવું હોય તો જાઓ. હું કાગળ લખી પરવારી પાછળ આવું છું. પાર્ટીવાળા આપણા વગર કાંઈ ખાવાના નથી, કંકુ- ખડીઓ કલમ લાવી કે નહીં ?

મીઠારામ—મારે ત્યારે એમજ સ્હમજવું કે તમે મારો હુકમ માન્ય નહીં કરવાના ?

જીવકોર આવી નજીવી બાબતમાં વળી હુકમ શેનો ? તમારી સત્તા વિષે શંકા છેજ નહીં. તેનું માપ તથા ટેંપરેચર શી રીતે લઇ શકાય ? નજીવી બાબતમાં આડાઇ કરવાની ટેવ તમારી જતી નથી. પા કલાક રોકાઇ શકો તો રોકાઓ ને જવું હોય તો જાઓ.

મીઠારામ ચ્હડાયલા મ્હોએ, માથું ખંજવાળતો ઉભો રહ્યો. જીવ- કોર પા કલાકમાં કાગળ લખી હરિ ડોશીને આપ્યો. ત્યારબાદ બન્ને સાથે પાર્ટીમાં ગયા.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### જીવકોરનું પરાક્રમ.

મુંબાઇમાં એક વિશાળ મકાનમાં મ્હોટી પાર્ટી હતી—તેમાં ઘણા જણને ન્હોતર્યા હતા. મીઠારામ તથા જીવકોરને નિમંત્રણ હતું. પ્રોફેસર અને મગન પણ પાર્ટીમાં આવ્યા હતા. આ પ્રસંગે એક અંગ્રેજ ગૃહસ્થ જોડે શિકારી કુતરો હતો. તે ગૃહસ્થ કાંઇ કામ પ્રસંગે બ્હાર ગયો હતો. તેને જોયા વગર તેનો કુતરો વિફર્યો હતો. એક ખંડમાં બેસી તે વાઘનો મા- ફક ઘુરકતો હતો જ્યાં જવા કોઇની હિંમત ચાલતી નહતી. બંદૂકથી માર્યા વગર કુતરો ઠેકાણે આવે એમ નહતું. પાર્ટીમાં બંદૂક શી રીતે મરાય ? આ પ્રમાણે હકીકત હોવાથી ખળભળાટ થઇ રહ્યો હતો. એવામાં જીવકોર હાથમાં સોટી લઇને તે ખંડમાં દાખલ થઇને પાંચ મીનીટમાં તે કુતરાને એવો વશ કરી દીધો કે આખી મંડળીમાં વાહ વાહ બોલાઇ. તે અંગ્રેજ જ્યારે આવ્યો ત્યારે તે હકીકત સાંભળી ખિન્ન થયો ને જીવકોરને ઉપકાર માન્યો.

"તમારા લોકમાં આવી હિંમતવાળી સ્ત્રી હોય છે એ જોઇ મને આનંદ થાય છે. આ જાતના કુતરાને એક સોટીથી મ્હાત કરવો એ ન્હાનીસુની વાત નથી" તેણે કહ્યું.

પ્રોફેસરે મગનને કહ્યું "જોયું કે મગન, વીંટીનું પરાક્રમ ! આપણા મીઠારામભાઈ નરમ ઘેંશ જેવા થઇ ગયા છે."

મગન—જીવકોરમાં આટલું મનોબળ આવ્યું એ નવાઇ જેવું લાગે છે.

પ્રોફેસર—એજ વીંટીની ખુબી છે.

તે પાર્ટીમાં જીવકોરને ઘણું માન મળ્યું. મીઠારામ માથું ખંજવાળતો એકલો ઉભો રહ્યો. તેની જોડે કોઇ બોલતું નહતું. મગન અને પ્રોફેસર જીવકોરથી દૂર ઉભા રહી તાલ જોતા હતાં. કારણ વીંટીની વાત તેઓ કહાડવા માંગતા નહીં. બે કલાક પછી પાર્ટી વેરાઇ ગઇ અને પતિ પત્ની ઘેર ગયાં.

જીવકોરના પરાક્રમનો બીજો પ્રસંગ આ પ્રમાણે બન્યો. મુંબાઇમાં જાણીતા એક ખેલાડીનું સરકસ આવ્યું હતું, જે જોવા જીવકોર તથા મીઠારામ ગયાં હતાં. આ સરકસનો ખેલ જોવામાં પ્રોફેસર તથા મગન હતા. દૈવવશાત પ્લાટફોર્મ ઉપરથી રીંછ છુટી ગયું. પ્રેક્ષક વર્ગમાં ભારે ગભરાટ મચી રહ્યો. તુરત જીવકોર ઉઠી અને જેમ પાળેલા કુતરાને પકડે એમ નાકેથી પકડી તેને ઉભું રાખ્યું. આખા મંડળમાં લોકોએ તાળીઓના ગગડાટથી તેને વધાવી લીધી. આ પ્રસંગે પ્રોફેસર તથા મગન તેને મળ્યા ને મુબારકબાદી આપી. જીવકોરની બધે વાહવાહ બોલાઇ, ને તેના પરાક્રમની જાહેર પ્રસંશા થઇ. મીઠારામ તે રાતના પ્રોફેસર અને મગનને પોતાને ઘેર લઇ ગયો. તે હવે મુંજી ન્હોતો રહ્યો. તેણે તે બન્ને જણને આઠેક દિવસ પોતાને ઘેર રાખ્યા. જીવકોરનો દમામ અને રોફ જોઇ મગન ચકિત થયો. મીઠારામે ખાલી કચકચ કરવી છોડી દીધી હતી. તે બાળક છોકરા જેવો આનંદી બની ગયો હતો. રહાજરહવાર દરિએ ફરવા જતો. ટેનીસ રમવાનો પણ તેણે મ્હાવરો વધાર્યો હતો. તેઓ બન્ને તેની રીતભાતથી પ્રસન્ન થયા.

"જોયો વીંટીનો પ્રભાવ !" પ્રોફેસરે કહ્યું "પણ મગન, કોઇ રીતે એ વીંટી હવે આપણે પાછી લઇ લેવી જોઇએ. કારણ જ્યારે નરહરિ આવે ત્યારે જો જીવકોરનો આવો ઉગ્ર સ્વભાવ રહે તો કુટુંબ કલેશ થાય.

મગન—શી રીતે વીંટી પાછી લેવાય ?'

પ્રોફેસર—તે યુક્તિ મારા ધ્યાનમાં છે.

છએક મહિના પછી પ્રોફેસરે મીઠારામ તથા જીવકોરને પોતાને ઘેર આવવા નિમંત્રણ આપ્યું. તે સ્વીકારી તેઓ આવ્યાં.

પ્રોફેસરે જાદુઇ વીંટી જેવીજ એક વીંટી બનાવી તૈયાર રાખી હતી. તે લઇ તે તેમની જોડે દરિઆ કિનારે ફરવા ગયો. સાથે બશેરેક લોટ માછલાં નચાવવા રાખ્યો હતો. દરિઆ કિનારે બેસી, લોટમાં પાણી નાંખી જીવકોર ગોળીઓ વાળી અંદર નાંખતી હતી. મોટાં મોટાં માછલાંઓ છલંગો મારી લોટ ગળી જતાં, જે જોઈ સર્વેને આનંદ થતો.

પ્રોફેસર—જીવકોર બ્હેન, તમારી આંગળીએ આ શેની વીંટી છે!

જીવકોર—આ વીંટી મને તમારા શિષ્ય મગને ભેટ મોકલી હતી.

પ્રોફેસર—કારીગરી સારી લાગે છે. ઉપર શું લખ્યું છે? જરા જોવા આપશો.?

જીવકોર—ઘણી ખુશીથી.

તેણે આંગળીએથી વીંટી કહાડી આપી ને માંછલાને લોટ ખવડાવવામાં રોકાઇ. પ્રોફેસરે ગજવામાંથી સૂક્ષ્મદર્શક કાચ કહાડી અક્ષર બેસાડવા યત્ન કર્યો. પણ એવામાં ખણું અવાજની સાથે વીંટી પાણીની અંદર પડી ગઇ. પ્રોફેસર ખસીઆણો પડી ગયો. જીવકોરનું પણ મ્હો પડી ગયું, પણ બોલી નહી. વીંટી પાણીમાં ગુમ થઇ ગઇ!

પ્રોફેસર—જીવકોર બ્હેન, તે વીંટીની શું કીંમત હતી? હું તેવી બનાવી મોકલી આપીશ.

જીવકોર—જાઓ, જાઓ, વીંટીની તે વળી કીંમત હશે! એતો એક નવાઈ દાખલ હું આંગળીએ રાખતી. હિરાની વીંટી હોય તોએ શું થયું?

મીઠારામ—વાહરે મારા પ્રોફેસર સાહેબ, એમતે કિંમત ભરી અપાતી હશે કે? બોલતાં શરમાતા નથી?

જીવકોર—એનો સેંપલ મને યાદ છે. એવી ને એવી: વીંટી કાલ બનાવી હું આંગળીએ પહેરીશ, તમે ફીકર ન કરશો.

પ્રોફેસર—મારી પાસે ભુજની કારીગરીની એજ માપની વીંટી છે તે હું તમને મોકલી આપીશ. એટલી મારી ભેટ સ્વીકારજો. સ્હાંજ પડી ગઇ હતી એટલે તેઓ સાથે ઘેર ગર્યાં. તેમને ચાર પાંચ દિવસ રાખી સારી રીતે સ્વાગતા કરી, અને આગ્રહપૂર્વક ભુજની કારીગરીની સુવર્ણ વીંટી ભેટ આપી બન્નેને સંતોષી ઘેર વદાય કર્યાં.

માર્ગમાં મીઠારામે કહ્યું " જીવકોર, તું છે તો નસીબદાર, પંચધાતુની વીંટી ગુમાવી, તેને બદલે સુવર્ણની વીંટી મેળવી. "

જીવકોર એના અસલ સ્વભાવમાં આવી ગઇ હતી.

"હા, વ્હાલા; પ્રોફેસર ઘણા સારા છે. તે સઘળાં તમારી કૃપાનાં મીઠાં ફળ છે," તે બોલી.

જીવકોરને નરમાશથી બોલતી જોઇ મીઠારામને આનંદ થયો. કંઇક વખતથી તે કઠણ સ્વભાવની બની હતી. ઘેર આવતાં ચાકર, નોકર, જીવકોરની આજ્ઞાની કાગને ડોળે રાહ જોઈ બેઠાં હતાં. તે સર્વેને માયાળુપણે તેણે બોલાવ્યાં. હવે જીવકોરના ઘરનો રંગ બદલાયો. બીજાજી, દમબાજ, શેઠાણી, તે શાંત અને નમ્ર બની. ચાકરો, સ્ત્રી નોકરો કંકુ ને હરિ ડોશી તેને ચ્હાવા લાગ્યાં. મીઠારામને પણ ઘરમાં માન મળવા લાગ્યું, અને જે સમયે નરહરિ ઇંગ્લંડથી આવ્યો, તે સમયે મીઠારામ અને જીવકોરનું આંતરજીવન અને ગૃહસંસાર સુખી હતાં, તેમ ઘરનું વાતાવરણ શાંત હતું. વીંટીવાળા બનાવ બન્યા પછી અઠવાડીએ. રૂપાની ડાબલીમાં જાદુઈ વીંટી બતાવી મગનને પ્રોફેસરે કહ્યું "મગન, વીંટી પાછી મેળવી છે. સો રૂપીઆ ખર્ચતો થયું, પણ વીંટી મેળવી શકયો છું. મીઠારામના ગૃહસંસારને સુખી બનાવનાર આ જાદુઇ વીંટી છે. વળી આવો બીજો અખતરો કરવો હશે ત્યારે વાપરીશું. ફકીરે આપેલી વીંટી ચમત્કારીક તો ખરી."

મગન—લાવો જોઇએ હું પ્હેરૂં.

પ્રોફેસર—પ્હેર જોઇએ.

મગને વીંટી પ્હેરી તેવા તેના મનમાં કંઇ કંઇ વિચાર થયા, ને જાણે નમ્ર સ્ત્રી હોય તેવા સ્વભાવનો બની ગયો.

પ્રોફેસર—મગન, તારામાં જીવકોર જેવા શાંત વિચાર થશે તો બાયલો બની જાઇશ. માટે કહાડ વીંટી."

મગને વીંટી કહાડી ને ખડખડાટ હસી પડયો.

પ્રોફેસર—હવે જે વીંટી પહેરશે, તેના વિચાર તારા જેવા થશે.

એમ બોલી વીંટી રૂપાની ડાબલીમાં મુકી તેણે પેટીમાં મુકી દીધી.

## પ્રકરણ ૧૨ મું.

### ધીરજરામની ફત્તેહ.

। ज्ञातिश्चेदनलेनाकिम् ।

ધીરજરામ મધુકરને મળવાને મુંબાઇ આવ્યો. કોઈપણ રીતે મધુકર અને તેનું કુટુંબ જ્ઞાતિમાં આવે એવી તેની તીવ્ર ઇચ્છા હતી. તેની ઉમ્મરને

લીધે, તેના જ્ઞાનને લીધે, તેની લક્ષ્મીને લીધે, કે તેના વાક્ચાતુર્યને લીધે જ્ઞાતિના ઉભય પક્ષ તેને માન આપતા. જોકે તેની દહીં દુધીઆ પદ્ધતિની વારંવાર ટીકાઓ બન્ને પક્ષવાળા કરતા. છતાં જ્યારે સમક્ષ આવતો ત્યારે તેની શેહ પડતી.

"પધારો ધીરજરામભાઇ" મધુકરે તેને માન આપીને કહ્યું. "અમારે માટે આટલી બધી તસ્દી શું કામ લીધી?"

ધીરજ—એમ કરવામાં હું મારી ફરજ સ્હમજ્યો. કાગળથી કેટલુંક કામ બની શકતું નથી. જાતે આવવાથીજ બને છે.

મધુકર—જ્ઞાતિનું શું ફરમાન છે! અમે તેની બ્હાર તો છીએજ. અમારા સંસર્ગીઓને બ્હાર કહાડવા ધાર્યા છે?

ધીરજ—મધુકરભાઇ, શાંત થાઓ. જ્ઞાતિને તમારે માટે, તમારા કુટુંબ માટે બહુ માન છે. તમે તેમની અંદર રહો એમ સર્વે ઇચ્છે છે.

મધુકર—મહાન્ ઉપકાર થયો. ફરમાવો, શી આજ્ઞા છે!

ધીરજ—તમે અને તમારૂં કુટુંબ પ્રાયશ્ચિત કરી જ્ઞાતિમાં આવો, મંજરીનું લગ્ન જ્ઞાતિમાં કરો, એમ સર્વે ભાઇઓ ઇચ્છે છે.

મધુકર—તમે એમ માનો છો કે હું મંજરીનું લગ્ન જ્ઞાતિની બ્હાર કરીશ?

ધીરજ—મેં કાંઇ એ વિષે અનુમાન કર્યું નથી. પણ સ્પષ્ટ કહેવડાવો તો મંજરીનું લગ્ન મહમદ સાથે થશે એમ લોકવાક્ય છે.

મધુકર—તમે તે વાત માનો છો?

ધીરજ—એ પ્રશ્ન એવો છે કે એનો ઉત્તર હું એકદમ આપી શકું એમ નથી.

મધુકર—મંજરી માટે પ્રભુએ ક્યારનોએ યોગ્ય પતિ મેળવી આપ્યો છે.

ધીરજ—કોણ?

મધુકર—નરહરિ. તે અમને સર્વ રીતે અનુકુળ છે. એકતો આપણી જ્ઞાતિનો છે. ઇગ્લંડ ભણી આવેલો છે. મંજરી એને સારી રીતે ઓળખે છે, અને અમે બન્ને જ્ઞાતિથી બ્હાર છીએ.

ધીરજરામ એમ માનતો કે મંજરીનું લગ્ન મહમદ સાથે થશે. પણ મધુકરે જણાવેલા વિચારથી તે પ્રસન્ન થયો. તે બોલ્યો. "મધુકરભાઇ, હું જાણું છું કે તમે સ્હમજુ છો, અવિચારી પગલું ભરો એમ નથી, અને

તમે જે કરશો તે યોગ્ય કરશો. હમેશાં અજ્ઞાની લોક સારા માણસોને વગોવીને તેમને ગુસ્સે કરે છે, અને પછી 'Pride and Prejudice' સ્હામ સ્હામો વચ્ચે જાય છે. હવે માત્ર એટલુંજ રહ્યું છે કે જ્ઞાતિ ફરમાવે તે રીતે પ્રાયશ્ચત કરી તેમાં આવી જવું.

મધુકર થોડો સમય મુંગો રહ્યો. "ધીરજરામભાઈ," તે બોલ્યો. "પ્રાયશ્ચિત્તથી હું પવિત્ર થઈશ? હું, જલ્લાલુદ્દિન તથા નસરવાનજી સાથે એક ટેબલ ઉપર જમ્યો છું, અગર ઇંગ્લંડમાં મંજરીએ ઇંગ્લીશ ખોરાક ખાધો છે તે અમે પવિત્ર થઈશું? અગર જ્ઞાતિની અંદર આવવા અસત્ય બોલી એક ફેરી પ્રાયશ્ચિત્ત કરી, પાછા અમે અમારે ફાવે એમ કરીએ? કીયો રસ્તો ગ્રહણ કરવો?

ધીરજ—હું સ્હમજું છું કે હાલના સમયમાં પહેલાં જેને પવિત્રતા, સ્પર્શાસ્પર્શ્ય કહેતા, તે પાળવું બને એમ નથી. તેમ જ્ઞાતિનું બંધારણ જાળવવા કોઈ મધ્યમ માર્ગની જરૂર છે.

મધુકર—મારો મત તમારા જેવો જુનો હત, તેના ઉપર મને શ્રદ્ધા હત તો હું તમે કહો છો તે સ્વીકારત. એક બાજું હું જ્ઞાતિબંધન તોડવાનો રસ્તો ખોળું, તેના માગ લેઉં, અને બીજી બાજુ પ્રાયશ્ચિત કરી જ્ઞાતિમાં આવું એ કેમ બને? જગત્ મારા વિષે કેવો મત બાંધે?

ધીરજ—તમે જાણો છો કે એક જ્ઞાતિની બ્હાર તે હિંદુ વર્ણની બ્હાર ગણાય છે.

મધુકર—તે હું સ્હમજું છું. જ્ઞાતિની જરૂર છોકરાં છોકરીનાં લગ્ન વખતે પડે છે. મહમદ મંજરીને દરેક રીતે લાયક છે, પણ તે લગ્ન હું કરી શકું એમ નથી. તેનું કારણ કેવળ મારાં સંતાનો ભવિષ્યમાં દુખી ન થાય એટલા માટે છે.

ધીરજ—ત્યારે તમે પ્રાયશ્ચિત કરી જ્ઞાતિમાં આવો.

મધુકર—પ્રાયશ્ચિત વગર જ્ઞાતિમાં અમને લઈ શકે એમ નથી?

ધીરજ—ના, એ વાત બને એમ નથી. એમ થતું હોતતો આ પ્રશ્ન રહેત નહીં.

મધુકર—મને પ્રાયશ્ચિત ઉપર શ્રદ્ધા નથી. વળી મારા મિત્રો જલ્લાલુદ્દન તથા નસરવાનજી મારા વિષે શું ધારશે?

ધીરજ—એ લોકો પણ પોતાની મર્યાદામાંજ રહે છે. મહમદ પણ મુસલમાન ધર્મની સ્ત્રીને પરણશે. નસરવાનજી શેઠ પણ પોતાનાં સંતાનોનાં લગ્ન પારસીઓમાંજ કરશે. અને એ કામમાં જે લોકો વિરૂદ્ધ વ-

ર્તન કરે છે તેમને બહિષ્કાર કરવામાં આવે છે. એ ઝગડાઓ વિષે આપણે વારંવાર વર્તમાન પત્રોમાં વાંચ્યું છે.

મધુકર વિચારમાં પડી ગયો. ધીરજરામ અક્ષરશઃ સત્ય બોલતો હતો, એમ તેને લાગ્યું. મંજરીને મુસલમાન ધર્મની કર્યા પછીજ મહમદ પરણુત એમ એ માનતો, પારસી લોકમાં પણ જ્ઞાતિ બ્હારની કન્યાની લગ્ન વિષે અનેક ઝગડાઓ વિષે તેણે વાંચ્યું હતું.

ધીરજરામે આગળ ચલાવ્યું, "જ્યાં સુધી હિંદના લોક તમામ રીતે એક થયા નથી, ત્યાં સુધી ઉછાંછળાં પગલાં હાનિકારક છે."

મધુકર—એક બાજુ તમે કહેશો કે પાણીમાં પગ મુકશો નહીં, ને બીજી બાજુ તરવા શીખવા આજ્ઞા કરશો, એ શી રીતે બનશે ? આ રીતે કોઈ કાળે આપણાથી સંસાર સુધારો કરી શકાશે નહી.

ધીરજ—સમજાય છે તેમ સંસાર સુધરે જાય છે, મારા પિતાના સમયના સુધારકોના મત અત્યારે જુના ગણાય છે. જુના સુધારકો નવા જમાનામાં જુના મત જેવા ગણાઇ જાય છે.

મધુકર—ધીરજરામભાઇ જ્ઞાતિની ખાતર નહીં પણ તમારા વચનને માન આપીને પ્રાયશ્ચિતની વાત કબુલ રાખું છું પણ તે પહેલાં આપણી જ્ઞાતિના યુવકોનું ચારિત્ર્ય સુધરવાની જરૂર છે. તેઓ જે પ્રમાણે બોલે તે પ્રમાણે વર્તવા શીખે તોજ ઉત્કર્ષ થશે. ત્યારેજ તેઓ બીજાઓને હેરાન કરતાં અટકશે. ત્યારેજ આપણી જ્ઞાતિમાં કેટલાક માર્ગો સરળ થશે. આમ થવા દેવાને અમુક સમય જોઇશું. હું મારૂં પ્રાયશ્ચિત અમુક સમય મુલ્તવી રાખું તો કાંઇ અડચણ છે ? ભલે અમને જ્ઞાતિ બ્હાર ગણે. નરહરિને અમે બધાં જ્ઞાતિ બ્હારજ છીએ. એના પિતાએ પુનર્લગ્ન કર્યું છે, એટલે એ કદી જ્ઞાતિમાં આવી શકશે નહીં. પરદેશ ગમન તરફ જ્ઞાતિબંધુઓ જેટલી મીઠી નજર રાખે છે, તેટલી કૃપાદષ્ટિ પુનર્લગ્ન તરફ રાખતા નથી. હજી એ લગ્નો એટલાં અપ્રિય છે, કે હાલ તુરતતો પુનર્લગ્ન કરનારાઓએ જ્ઞાતિમાં આવવાની આશા રાખવી વ્યર્થ છે.

ધીરજ—પુનર્લગ્ન એ જુદી બાબત છે. એ વિષે હું કાંઈ કહી શકું એમ નથી.

મધુકર—હું તમને મધ્યમ માર્ગ બતાવું ! કુંજબાલા તથા હું પ્રાયશ્ચિત કર્યાં વગરજ જ્ઞાતિ બ્હાર રહીએ. મીઠારામ તથા જીવકોર પુનર્વિવાહિત હોવાથી તેમને જ્ઞાતિમાં આવવું મુશ્કેલ છે. મંજરી, નરહરિ,

નિરંજન અને સુનંદન (મારા પુત્રો, કદાચ તમે તેમનાં નામ નહીં જાણતા હો) તેમને જ્ઞાતિ ફરમાવે એમ પ્રાયશ્ચિત આપીએ એમાં તમને કોઈ વાંધો છે !

ધીરજરામ વિચારશીલ જણાયો. મધુકરે આગળ ચલવ્યુંઃ " અમે પ્રાયશ્ચિત્ત કરી શકીએ એમ નથી. કારણ ભોજન વ્યવહારમાં અમે જે છૂટ લીધી છે તે મુકવા ઇચ્છા નથી. તેમ અસત્ય બોલી જ્ઞાતિબંધુઓને અમે છેતરવા માગતા નથી. અમે વાનપ્રસ્થ છીએ એમ સમજજો. અમુક સમય પછી મારો વિચાર કુંજ સાથે હરદ્વાર નિવાસ કરવાનો છે. અમારાં સંતાનો જ્ઞાતિની આજ્ઞા સ્વીકારશે.

ધીરજ—તમે આટલો વિચાર ફેરવ્યો તે ઘણું કર્યું છે. મંજરીનું લગ્ન મહમદ જોડે ન કર્યું, ને નરહરિ તેમ તમારાં સંતાનોને પ્રાયશ્ચિત કરાવી જ્ઞાતિમાં મોકલવાં ધાર્યાં, તથા મંજરીનું લગ્ન નરહરિ જોડે કરશો, આ બધાં પગલાં સારાં છે, ને ભવિષ્યમાં કલ્યાણ કરનારાં છે.

મધુકર—ધીરજરામભાઈ, આપણા જ્ઞાતિબંધુઓ સત્ય માર્ગે ચાલે, સમયાનુસાર સુધારા કરે, અને જ્ઞાતિને કનડવાનું સાધન જ્ઞાતિને ન બનાવે તો સારૂં. લગ્નના ક્ષેત્રની મર્યાદા વિશાળ બનાવવાની જરૂર છે. પેટા જ્ઞાતિઓ જ્યાં ભોજન વ્યવહાર છે ત્યાં કન્યા વ્યવહાર થાય તો સારૂં. નહીં તો જ્ઞાતિઓમાં ઘણાં નિકટનાં સગામાં લગ્ન થવાથી પ્રજા નિર્માલ્ય થશે, જે બધું પરિણામે હાનિકારક નિવડશે. પ્રગતિના આ સમયમાં આપણે આગળ વધીએ તે સારૂં. જે અડચણ આજ મને છે તે કાલ તમને નડશે. આવે વખતે આપણે એકઠા થઇ સુધારાનાં પગલાં ભરીએ તે શ્રેયસ્કર થશે. હું એ મતનોજ છું કે પ્રાયશ્ચિત આધુનિક સમયમાં " ફાર્સ " રૂપ છે. જે સમયમાં ધર્મ ઉપર શ્રદ્ધા હતી, તે સમયે પ્રાયશ્ચિતમાં કાંઇક મહત્વ હતું. હું એક દૃષ્ટિથી તેને માન્ય કરૂં છું. જેમ અમુક કલબોમાં દાખલ થવાનાં અમુક ફી હોય છે, તેમ જ્ઞાતિમાં ફરી દાખલ થવાની પ્રાયશ્ચિત એ ફી છે.

ધીરજરામ—તમારી એ માન્યતા હું કબુલ કરતો નથી. પણ તમે મારૂં વચન રાખ્યું છે તો નાહક એ વિષયને વિવાદગ્રસ્ત બનાવવા જરૂર નથી. ત્યારબાદ કેટલીક પરચુરણ વાતો કરી તે ત્યાંથી ઉઠયો ને બે એક દિવસ મુંબાઇમાં રહી, કામકાજથી પરવારી, નિર્મળ ગામ જઇ પહોંચ્યો. ધીરજરામ ફતેહ પામ્યો એ હકીકત જ્ઞાતમાં પ્રસિદ્ધ થતાં તેની બુદ્ધિનાં વખાણ થયાં.

# પ્રકરણ ૧૩ મું.

## મહમદની નિરાશા.

" કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે. "

ધીરજરામના ગયા પછી એકાદ અઠવાડીયાને અંતરે કુંજબાલાએ મંજરીને જ્ઞાતિ સંબંધી હકીકતથી વાકેફ કરી. મંજરીને તે બાબત આગ્રહ ન હતો. માતાપિતાને તે દેવ સમાન માનતી. તેમની ઇચ્છા તે પોતાની ઇચ્છા એવા સંસ્કાર ન્હાનપણથી તેનામાં હતા. જોકે પાંચેક વર્ષ ઇંગ્લાંડમાં રહી કેળવણી લીધી, પણ તે સંસ્કાર તેથી શિથીલ ન થઇ શકયા.

" બ્હેન, મારે તને એક અગત્યની વાત કરવી છે ? તું સ્વસ્થ છેને ?" કુંજબાલાએ મંજરીને કહ્યું.

" હા, કુંજ; હું સ્વસ્થ છું. " તેણે શાંતિથી ઉત્તર દીધો.

કુંજ—તું હવે મ્હોટી થઇ. તારૂં લગ્ન થવું જોઇએ એવી એમની તથા ભગવતીની ઇચ્છા છે.

મંજરી—કુંજ, એમાં હું શું સ્હમજું ! તમે જે કરશો તેમાં વાંધો ન હોય. બીન કેળવાયલાં માબાપ હોય તો એ બાબતની ચિંતા. તમારા જેવાં સુશિક્ષીત માબાપ હોય પછી મારે શી ચિંતા ?

કુંજ—તું ભણેલી ગણેલી રહી વળી મ્હોટી ઉમ્મરની થઇ. તેં કદીબી મનથી કોઇ વિચાર કર્યો હોય ને અમે કાંઇ કરીએ એમ ધારીને તને પુછું છું. "

મંજરી—ના, કુંજ; મેં કાંઇ પણ વિચાર કર્યો નથી.

કુંજ—બ્હેન લોકો કહે છેને કે તારી ઇચ્છા મહમદ જોડે લગ્ન કરવાની છે.

મંજરી—કુંજ, મહમદને હું મારો ભાઇ ગણું છું. એની જોડે લગ્ન કરવાનો મેં કદી વિચાર નથી કર્યો. લોકો ગમે તેમ બોલે.

કુંજ—ઠીક, ત્યારે; અમે તારૂં લગ્ન નરહરિ જોડે કરવા ધાર્યું છે. મંજરી સાંભળી રહી. નરહરિ જોડે પોતાનું લગ્ન થશે એમ તેણે કદી ધાર્યું નહતું.

કુંજ—કેમ બ્હેન બોલતી નથી !

મંજરી—તમારો વિચાર જાણી મને નવાઈ થાય છે. મેં એમના

સંબંધી પણ કદી વિચાર નથી કર્યો. લંડનમાં મહમદ ને હું તેમની મશ્કરી કરતાં, તેથી તે અમારા ઉપર ગુસ્સે થઇ દિવસોના દિવસો બોલતા નહીં જોકે અમે વારંવાર મળતાં, પણ અમારે ઝાઝો પરિચય નહતો.

કુંજ—એ સિવાય તારે માટે બીજો કોઈ યોગ્ય પતિ નથી. મહમદ તેનાથી ઘણે દરજ્જે ઉત્તમ છે, પણ હજી આપણો તેમ તેમનો સંસાર એટલે દરજ્જે સુધર્યો નથી, એટલે એ સાહસ કરવાની અમારી હિંમત ચાલતી નથી.

મંજરી—કુંજ, આપણા તરફથી, આપણે ખર્ચે નભતી ઘણી સંસ્થાઓ છે. તેવી એકાદમાં હું જીવન પર્યંત કુમારીકા રહી, જનસેવા કરૂં તો ?

કુંજ—એ બાબત પણ અમે વિચાર કર્યો હતો. તું જીવનપર્યંત કુમારિકા રહે એમ અમારી ઇચ્છા નથી. લગ્ન કરીને એવાં કાર્યો ક્યાં નથી થઇ શકતાં ? વળી નરહરિ જેવો આપોઆપ મળી રહ્યો છે, તો પછી એમ કરવા કારણ નથી. અલબત, તારે લાયક પતિ ન મળ્યો હોત તો ગમે તેની જોડે લગ્ન કરીને તારૂં જીવન રદ કરવા અમારી ઇચ્છા નહતી. તને નરહરિ તરફ અભાવ ઉત્પન્ન થાય એવું કારણ તો નથી ને ?

મંજરી ના, ના; એવું કોઇ નથી, હું તમારી ઇચ્છા કબુલ રાખું છું. આ પ્રમાણે તેની જોડે નક્કી કર્યા પછી, કુંજબાલાએ નરહરિને નિમંત્રણ આપ્યું. તે આવ્યો.

"કેમ હવે તમારે નવી જગ્યાએ ક્યારે જવું છે ? મહમદને બરેલીમાં મુકયો, તમને ક્યાં મુકે છે તે જોઇએ," કુંજબાલાએ વાત શરૂ કરી.

નરહરિ—મને પણ યુનાઇટેડ પ્રોવીન્સમાં મુકશે, એમ લાગે છે. એકાદ મહિનામાં મારે તથા મહમદને સાથે જવાનું થશે. મહમદને કદાચ વ્હેલાં પણ જવાનું થાય. અલ્હાબાદ જઇને જ્યાં જવાનો ઓરડર મળશે ત્યાં જઇશું.

કુંજબાલા—તમારા માતાપિતા ખુશીમાં છેને ?

નરહરિ—તેઓ મને જોઇને ઘણાં ખુશી થયાં છે.

કુંજ—જીવકોર બ્હેન ભાવ રાખે છેને ?

નરહરિ—મારી માતા પણ આવો ભાવ રાખી શકતી નહોત.

કુંજબાલા—અમારો વિચાર મંજરીનું લગ્ન તમારી જોડે કરવાનો છે. પોતાને આ હકીકત કહેવામાં આવશે એમ તેણે ધાર્યું નહતું.

જ્યારથી મંજરીને તેણે દીઠી હતી, ત્યારથી તેનું લગ્ન પોતાની જોડે

થાય તો ઠીક એમ તે ઇચ્છતો, પણ તે એમ ધારતો કે મંજરી અને મહમદ એક બીજાને ચાહ્ય છે, તેથી તેઓ પરણશે એટલે એ વિચાર એને ગગન કુસુમ જેવો અસંભવિત લાગતો. તે બોલ્યા ચાલ્યા વગર કુંજબાલા સ્હામું જોઇ બેસી રહ્યો.

કુંજ—કેમ, શું વિચારમાં પડી ગયા છો ?

નરહરિ—કુંજબ્હેન, તમે કહ્યું તે મેં સાંભળ્યું. તમે જે કરશો તે યોગ્યજ કરશો.

કુંજ—તમારી સંમતિ છે ને ?

નરહરિ—કુંજબ્હેન, હું એ બાબતમાં સંમત છું. તમે મંજરીની સંમતિ લીધી હશે એમ હું ધારૂં છું.

કુંજ—હા, તે કબુલ છે.

કુંજ—લગ્ન પહેલાં પ્રાયશ્ચિત કરવું પડશે.

નરહરિએ શંકાની નજરથી તેના સ્હામું જોયું.

કુંજ—અમે એ બાબતમાં ધીરજરામ જોડે નક્કી કર્યું છે. એ તથા હું, તેમ તમારા પિતા ને જીવકોર બ્હેનને પ્રાયશ્ચિત કરવાની જરૂર નથી. તમારા પિતા તથા જીવકોર બ્હેને પુનર્વિવાહ કર્યા એટલે કોટી ઉપાયે ગ્નાતિ એમને પાવન નહીં કરે. અમે ખાઇપીઇ ઉતર્યા છીએ એટલે અમારી ઇચ્છા ગ્નાતિમાં આવવાની નથી, પણ નિરંજન તથા સુનંદન, તમે ને મંજરી એટલાં પ્રાયશ્ચિત કરી ગ્નાતિમાં આવી જાઓ તો ઠીક એમ અમે ધારીએ છીએ.

નરહરિ—હું ઈંગ્લંડ ગયો હતો તે અભ્યાસ માટે ગયો હતો, સંસાર સુધારા માટે ગયો નહતો. તેથી પ્રાયશ્ચિત કરી ગ્નાતિમાં આવવાને મને બાધ નથી.

કુંજ—ઠીક, ત્યારે તમે અમારી ઇચ્છાને દરેક રીતે સંમત થયા જાણી અમને આનંદ થયો છે.

નરહરિ—આ હકીકત મારા પિતા તથા જીવકોર બ્હેનને જણાવજો.

કુંજ—એ બધું અમે રીતસર કરીશું.

આમ વાતચીત થયા પછી તે પોતાને ઘેર ગયો. નરહરિનું સગપણ મંજરી જોડે થયું ને તેઓ પ્રાયશ્ચિત કરી ગ્નાતિમાં આવશે, એ વાત બ્હાર પડી. તેમના સગાં સ્નેહીઓ તરફથી મુબારકબાદીના પત્રો આવ્યા આ હકીકત અમીનાએ જાણી ત્યારે તેને આનંદ થયો. તેઓ કોમ ધર્મ-

સર હૈદ્રાબાદ ગયાં હતાં. ત્યાંથી આવ્યાં ત્યારે જાણ્યું. સંસારસુધારક પત્રોએ મધુકર અને કુંજબાલાની ઝાટકણી કહાડી નાંખી. મધુકર અને કુંજબાલા પ્રાયશ્ચિત કરે તોજ છોકરાં જ્ઞાતિમાં લેવાય એવો મધુકરની જ્ઞાતિવાળાએ આગ્રહ કર્યો, પણ ધીરજરામ પોતાના ધૈર્યથી ઉભય પક્ષને શાંત કરી, પોતાનું ધાર્યું કરવા શક્તિમાન થયો. નસરવાનજી શેઠ ગુલબાનુ સાથે બેઠા બેઠા એમના "મેડ હાઉસમાં" પેપર વાંચતા ટીકા કરવા લાગ્યા કે, "ગુલ જોયું કે મંજરીને નરહરિને દીધી. હું તો પહેલેથીજ માનું છું એ મધુકરનું કુટુંબ જબરૂં orthodox છે."

ગુલ—તેમાં કુંજબાલાએ શું ખોટું પગલું ભર્યું છે. આપણેજ દાખલો લ્યોને? આપણા પારસીની છોકરી મુસલમાન કે ઇંગ્રેજ જોડે પરણે છે, ત્યારે આપણાં પેપરો તેમના વિરૂદ્ધ કેટલી ટીકા કરે છે? ને આપણે તેમને આપણા ધર્મથી બાતલ કરીએ છીએ. તેમ આપણા શેઠીઆઓ અંગ્રેજ કે ફ્રેંચ બાનુઓ જોડે લગ્ન કરે છે, ત્યારે તે સ્રીઓને આપણી પારસી ધર્મ અંગીકાર કરતી કરીએ છીએને? તેવું ને તેવું બધામાં. બિચારા હિંદુ લોકને આપણે હલકા પાડતા આવ્યા છીએ ને પાડીએ છીએ, બાકી બધે એવું છે.

નસર—તેં તારી બ્હેનપણીનો ખુબ પક્ષ લીધો જો, ગુલ ચાલ ત્યારે આપણે મુબારકબાદીનો પત્ર લખીશું કે?

ગુલ—થોડા દીવસમાં પાછો નિર્મળ ગામમાં લગ્નનો જલસો થશે, કેમ ખરૂંને? આપણને નિમંત્રણ આવશે કે નહીં?

નસર—વ્યવહાર કુશળતામાં કુંજબાલા તથા મધુકર ભુલે એમ નથી, આપણા વગર પગલું ભરે એમ નથી.

પ્રેમરાય અને શાંતા, ઇશ્વરચંદ્ર ને ઇંદીરા, વિનોદચંદ્ર ને વ્રજવાસિની સર્વે આ સંબંધથી ખુશી થયાં, અને મધુકર તથા કુંજબાલાને મુબારકબાદી આપી. જુના મતના વર્તમાનપત્રોએ મધુકર જેવો સુધારક ઠેકાણે આવ્યો એ મતલબનું લખી, ઉછરતા સુધારકો વિરૂદ્ધ ખુબ લખ્યું. ભગવતી તથા ધોંડુપંત આ સંબંધથી ઘણા પ્રસન્ન થયા.

"લગ્ન એ પણ દૈવી સંબંધ છે, અને તે થવું ન થવું એ પરમાત્માની ઇચ્છાની વાત છે ભગવતીએ કહ્યું.

ધોંડુપંત—તમારૂં સાત્વિક કુટુંબ છે, એટલે પ્રભુ બધું અનુકુળજ કરે છે. છોકરાંને જ્ઞાતિમાં મોકલવા ધાર્યાં એ પણ તમે સારૂં પગલું ભર્યું.

જોકે જ્ઞાતઓનું ધતીંગ કાળ જતે શુંસાઇ જશે, પણ છે ત્યાંસુધી ઝઘડા કરીને લોહી ઉકાળા શું કામ કરવા !

આમ સર્વે જણાં આ સબંધથી ખુશી હતાં. એકલો મહમદ ઘણો દિલગીર હતો. તેના જીવનની એક પુરી આશા નષ્ટ થઇ. તેને મંજરી તરફ ઘણો પ્રેમ હતો, પણ તે અંતરની લાગણી તેણે તેને કદી બતાવી ન હતી. તે એમ માનતો કે મંજરીનું લગ્ન તેનાં માતાપિતા, પોતાની જોડે નહીં કરે. તો તે મંજરીને જીવનપર્યંત કુમારિકા રહેવા સલાહ આપશે. મંજરીનો સાથે તેણે ન્હાનપણથી તે યુવાન થયો ત્યાં સુધી ઘણો કાળ કહાડયો હતો. લંડનમાં અને જ્યાં જ્યાં ફર્યા ત્યાં તે તેની સાથે ને સાથે રહ્યો હતો, એટલે તેના વગર તેને ચેન પડતું ન હતું. હિંદના દરવાજા મુંબાઇમાં–એણે પગ દીધો કે તેઓ છુટાં પડયાં હતાં. પણ તે એમ માનતો કે મળવા હળવાનો ઉલ્લાસ શાંત પડતાં તે તેને મળી પોતાની ઇચ્છા પ્રદર્શિત કરશે. મધુકર અને કુંજબાલાને તે સુધારક માનતો હતો, ને પોતે આગ્રહ કરશે તો મંજરીનું લગ્ન પોતાની જોડે થશે એમ તે છુપી આશા રાખતો.

મુંબાઇ આવે પંદર દિવસ થયા ત્યાં બધું ચક્ર ફરી ગયું. તેના માત પિતાની જોડે હેદ્રાબાદથી આવ્યો ત્યાંતો મંજરીનું સગપણ નરહરિ જોડે થઇ ગયાનો, તેમના પ્રાયશ્ચિત્તની વાતો તમામ પેપરોમાં પ્રસિદ્ધ થઈ ગઇ હતી. કેટલાંક પેપરો તરફેણમાં ત્યારે કેટલાંક પેપરો વિરૂદ્ધમાં લખી પરવાર્યાં હતાં, અને તે વાત ભુલાઇ ગઇ હતી.

હૈદ્રાબાદથી આવ્યો કે તુર્ત તે મંજરીને મળવાને આવ્યો. આ વખતે તે ઘરમાં એકલી હતી.

" મહમદ, " મંજરી ઉત્સાહથી બોલી, " તું આટલા દિવસ ક્યાં ગયો હતો ? "

મહમદ—મારા બાવા સાથે નિઝામ હૈદ્રાબાદ. પણ તે દરમીઆન અહીં ઘણું નવા જુનું થઇ ગયું.

મંજરી—હા, મહમદ, તેં બધું જાણ્યું હશે.

મહમદ—નરહરિ જોડે તારૂં સગપણ કર્યું તેમાં તારી સંમતિ લીધી હતી ?

મંજરી—હા–તે વિના કુંજબાલા પગલું ભરે એમ નથી.

મહમદ—તેં સંમતિ આંપી હતી ?

મંજરી—મારે ન આપવાને કોઇ કારણ ન હતું.

મહમદ—મંજરી, તું આટલાં વર્ષ સાથે રહી, પણ મારૂં હૃદય સ્હમજી ન શકી ! લંડનમાં, ફ્રાંસમાં અને યુરોપમાં જ્યાં જ્યાં સાથે ફર્યાં ત્યાં ત્યાં, મંજરી, મારૂં સર્વસ્વ, મારો પ્રાણ, તું હતી. અભ્યાસ માટે તું કદાચ મહીનોમાસ બ્હાર જતી તોપણ તારા વગર મને ગમતું નહતું. આ બધી મારી ભાવના, મારો તારા તરફનો પ્રેમ તું સ્હમજી ન શકી !

મંજરી સ્તબ્ધ થઇ ગઇ. મહમદ ગાંડો થયો છે કે આ શું બોલે છે, તે તેનાથી સ્હમજાયું નહીં.

મંજરી—મહમદ, આવું શું બોલે છે ! આપણે ભાઇ બ્હેન છીએ ને એથી વિશેષ આપણો સંબંધ શી રીતે થઈ શકે ! મારી માતાની ઇચ્છા એજ મારી ઇચ્છા છે. તેણે એમ ધાર્યું કે મારે નરહરિ જોડે લગ્ન કરવું. તે મેં કબુલ રાખ્યું.

મહમદ—આપણે તેની મશ્કરી કરતાં, ભઠીયારાનો છોકરો, એમ પાછળ કહેતાં, એનો રીત રિવાજના હાસી કરતાં એ બધું ભુલી ગઇ ? તુ એમ.એ. થઇ, વિદુષી ગણાઇ, આ બધી વાત જાણે બની નથી એમ ભુલી ગઇ ?

મંજરી—આ બધું આપણે Seriously કહેતાં નહતાં. innocently કહેતાં હતાં. તેમ નરહરિ તરફ મને માન હતું. મશ્કરી કરતાં, પણ તેથી શું ?

મહમદ—મંજરી. હજી મોડું નથી થયું. તું નરહરિ જોડે લગ્ન કરવાની ના પાડીદે. આપણે સાથે જીવન ગાળીશું.

મંજરી—તેમ કરવાથી હું તારી જોડે લગ્ન કરીશ નહી.

મહમદ—ભલે, આપણે બન્ને પવિત્ર, કુંવારી જીંદગી સાથે ગાળીશું આપણા બેની વચમાં ત્રીજો ન જોઇએ.

મંજરી—મહમદ, આટલાં વર્ષ હું તારી સાથે રહી, પણ તારા મનમાં આ પ્રકારની ઇચ્છા હશે તે હું સ્હમજી શકી નહતી. નહીં તો તારી જોડેનો સંબંધ ઓછો કરત.

મહમદ—મધુકર અને કુંજબાલા જેવા પ્રેમી દંપતીની પુત્રી, તું મારૂં હૃદય સ્હમજી ન શકી એ બહુ નવાઇ લાગે છે. પંદર દિવસમાં બધી બાજી બગડી ગઇ. મંજરી, તું ભલે સુખી થા, પણ મારૂં જીવન બગડે છે. It is not to late to mend.

મંજરી—વચન અપાઇ ચુક્યું તે અપાઇ ચુક્યું.

મહમદ—મંજરી, તું આટલી બધી ક્રૂર હઇશ, એમ મેં ધાર્યું નહતું. તેં સંસ્કૃત કવિઓ, ઇંગ્લીશ કવિઓ, ગુજરાતી કવિઓ તથા તેમના ગ્રંથોનો અભ્યાસ કર્યો છે, તું પ્રેમ શું એ સ્હમજે છે, છતાં મારૂં મન કળી ન શકી !

મંજરી—મહમદ, તારા જેવા વિદ્વાન, ડાહ્યો, સ્હમજુ, થઇને આ બધું શું બોલે છે ? લોકો આપણા લગ્નની વાત કરતાં ત્યારે આપણે હસતાં તે વખતે તેં તારો વિચાર પ્રદર્શિત કેમ ન કર્યો ?

મહમદ—લગ્ન થાય વા ન થાય એની મને પરવા નથી. હું તને શુદ્ધ, નિર્વિકાર, શાંત પ્રેમથી ચાહું છું. તું મારી પત્ની રહે, કે બ્હેન રહે ગમે તેમ રહે, પણ મારી જીવન સખી થઇ રહે. તેં શાકુન્તલ, ઉત્તરરામ, શેક્સપીયર, તથા ઘણાં એવાં એવાં નાટકો, ગ્રંથો વાંચ્યા છે. તું શુદ્ધ પ્રેમ સ્હમજતી નથી ? શું આપણે વિશુદ્ધ જીવન ગાળી શકીએ એમ નથી?

મંજરી—અમારે ત્યાં અમારા વડિલ અને ગુરૂ ચિદાનંદની એવી આજ્ઞા છે, કે શુદ્ધ પ્રેમ પ્રભુ ઉપર રાખવો, સાંસારિક સંબંધ ગૌણ રાખવા.

મહમદ—પતિને પરમેશ્વર માનવો એ. તમારા લોકોની ભાવના છે. તું પતિને ગૌણસ્થાન આપીશ ?

મંજરી—મેં પતિ તરિકે કોઇને સ્વીકાર્યો ન હતો. માતાની આજ્ઞાથી નરહરિને સ્વીકાર્યા છે. હું તેમને ચ્હાવા, સંતોષવા યત્ન કરીશ.

મહમદ ખિન્ન થયો. તે મંજરીના પગ આગળ ઘુંટણીએ પડયો ને નમ્ર રીતે બોલ્યોઃ-

" મંજરી, મારી વિનતિ સ્વીકાર્ય. તું આ લગ્ન કરવાની ના પાડય. મારી જીવન સખી થા. મને નિરાશ ન કર.

તેજ ક્ષણે નરહરિએ ત્યાં પ્રવેશ કર્યો. તે સ્હમજુ હતો. તેથી જોયું ન જોયું કરી બીજા ખંડમાં ચાલ્યો ગયો.

મંજરી—મહમદ, તારી ઘેલછા છોડી દે. આપણે બીજે વખતે મળીશું. હું તને સ્હમજણ પાડીશ. હાલ તે આવ્યા છે, તેમને આપણે મળીએ.

નરહરિના હૃદયમાં આ દેખાવ જોઇ મહમદ તરફ એકદમ વૈર ઉત્પન્ન થયું હતું. પણ લગ્ન થતાં સુધી જાણે કાંઇ બન્યુંજ નથી એમ ડોળ કરવાનો તેણે નિશ્ચય કર્યો. તેઓ બન્ને નરહરિ પાસે ગયાં.

"I congratulate you, Mr. Narhari." મહમદે કહ્યું. નરહરિએ ઠંડે પેટે "Thanks" ઉત્તર આપ્યો.

ત્યારબાદ પરચુરણ વાતો કરી તેઓ છુટાં પડયાં. મંજરી અને મહમદના મેળાપ અટકાવવા નરહરિએ નિશ્ચય કર્યો. મહમદ, નિરાશ હતાશ થઇ ઘેર ગયો.

## પ્રકરણ ૧૪ મું.

### સાત્વિક ભાવનાઓ.

। कर्मण्ये वाधिकारस्ते माफलेषु कदाचन ।

મધુકરનું કુટુંબ નિર્મળ ગામમાં આવી પહોંચ્યું હતું. નરહરિને અલ્પ સમયમાં નોકરી ઉપર હાજર થવાનું હતું તેથી લગ્ન ઉતાવળે કરવાનાં હતાં. સમારંભ મ્હોટો કરવાનો હતો. જ્ઞાતિમાં આવવાનું પ્રાયશ્ચિત, લગ્ન, વિગેરે સાથે સાથે હોવાથી તેની તૈયારીને લગતું કામ તડામાર ચાલતું હતું. મધુકરના મ્હેલની ભવ્ય અગાશીમાં એક રાત્રિએ ભગવતી, ઢોંડુપંત, મધુકર તથા કુંજબાલા સાથે બેઠાં હતાં, અને ભૂતકાળનું સ્મરણ કરી આનંદ પામતાં હતાં. આકાશમાં તારકવૃંદો જળહળી રહ્યાં હતાં.

ભગવતી—આ સંસાર ચક્રનો મારો અંત હવે નજદીક આવતો જાય છે. જીવનમાં ઘણું જોયું; ઘણું ભોગવ્યું, અને છેવટે શું બોધ લેવાનો છે સ્હમજ્યા રાવબહાદુર ?

ઢોંડુ—હા, ભગવતીમૈયા. સંસાર સુખ વૈભવ માટે નથી, પણ કર્તવ્ય માટે છે. સંસારમાં આપણે પણ નથી ને આપણું પણ નથી. જો એ મોહમાં રચ્યા તો લપસ્યા સ્હમજવું. આ કર્મભૂમિ છે. જેવાં કર્મ કરીશું તેવું ફળ મળશે. જેમ બને તેમ આસક્તિહીન જીવન ગાળવાનું છે.

ભગવતી—कर्मण्ये वाधिकारस्ते माफलेषु कदाचन ।

ઢોંડુપંત—મમત્વ છોડીને, સર્વસ્વ પ્રભુને અર્પણ કરીને, જો કર્તવ્ય કરીએ તો કલ્યાણ થાય, બાકી જીવાત્મા ફાંફાં મીર્યાં કરે અને અનેક જન્મે પણ પ્રભુચરણે ન પ્હોચાય.

મધુકર—રાવબહાદુર, મમત્વ વગર કર્તવ્ય કરવાં. મનોબળ પ્રાપ્ત કરવાનું સામાન્ય માણસનું ગજું નથી.

ભગવતી—ભગવદ્‌ગીતાનાં સિદ્ધાંતોની વાતો થતાં આપણે અનેક મોઢે સાંભળીએ છીએ, પણ તે પ્રમાણે વર્તન કરનાર બહુ જુજ હોય છે.

કુંજબાલા—કહેવું સ્હેલું છે, પણ કરવું મુશ્કિલ છે.

ઢોંડુ—બ્હેન, અત્યારે આપણે ત્યાં લગ્નરૂપી મહાન્ સમારંભ થવાનો છે, એમાં કેટલો હર્ષ છે! એ આનંદ કેટલો નિઃસીમ લાગે છે! એ પ્રભુની લીલા છે, પ્રભુની ઇચ્છા છે એ દૃષ્ટિથી આપણે જોઇએ તે વાત જુદી, તે આનંદ જુદો; અને મમત્વથી, અભિમાનથી અગર મોહથી એ સમારંભ તરફ જોઇએ તે ભાવના જુદી.

કુંજ—હા, રાવબહાદુર આ પ્રકારનો બોધ વારંવાર ચિદાનંદ ગુરૂ આપતા. મનને આવા પ્રકારના બોધની, શિક્ષણની જરૂર છે. આપણે ક્ષુદ્ર માનવો સંસારના મોહમાં લુબ્ધ થઇએ છીએ. લગ્ન સમાન આનંદ નથી, મૃત્યુ સમાન શોક નથી, એ માનવ જાતિના સ્વભાવનો સામાન્ય નિયમ છે. તેની પર યોગીજનો અગર ભક્તજનો રહી શકે છે.

મધુકર—કિશોરચંદ્ર અને દયાના ખુન વખતે, અથવા ચિદાનંદ ગુરૂના દેહ વિલય વખતે જે આપણને શોક થયો હતો, તે સ્થિતિ, તે દિવસો, યાદ આવે છે!

ભગવતી—બધું આંખ આગળ તરે છે. પણ આપણું મન એવું તરલ છે કે એના વિષે યોગ્ય રીતે કહેવામાં આવ્યું છે કે—

> चंचलंहिमनः कृष्ण, प्रमाथि बलवद् दृढम् ।
> तस्याहं निग्रहं मन्ये, वायोरिवसुदुस्तरम् ॥

ઢોંડુ—મને એમ ઇચ્છા થાય છે કે લગ્નના સમારંભ પછી હિમગિરિની ગુફામાં ચાલ્યો જાઉં.

કુંજબાલા—આ ઉમ્મરે તમારાથી ટ્હાડ તડકો સહન નહીં થાય. અહીં રહીનેજ સંન્યાસ પાળો.

મધુકર—રાવબહાદુર, જો કે તમારૂં શરીર કસાયલું છે, છતાં હિમગિરિની શીતલ હવા તમારી તબીયત બગાડશે.

ઢોંડુપંતે સ્મિત કર્યું. "ભાઇ," તે બોલ્યો, "સિત્તેર વર્ષ લગભગ પહોંચ્યો. હવે આ દેહ ક્યાં સુધી રહેવાનો હતો?"

કુંજ—એ ખરૂં. પણ ત્યાં માંદગી આવે તો સહન ન થઇ શકે. મૃત્યુ એ જુદી વાત છે, અને મંદવાડ એ જુદી વાત છે.

ભગવતી—એ વિચારેજ હું અહીં રહું છું ને. મને ઘણીવાર એમ થઈ આવે છે કે ડાકોર નિવાસ કરૂં, પણ ત્યાં મારી સગવડો સચવાવી મુશ્કેલ છે. પ્રભુ મને એને શરણે લઈ લે એટલે બસ. સંસારની વાસનાઓ તૃપ્ત થઈ ગઈ છે. વધુ જીવવામાં માલ નથી.

કુંજ—ભગવતિ! કોઈને મૃત્યુ છોડવાનું નથી. તું હયાત છે તો અમારૂં હાંકણુ છે.

ઢોંડુ—બ્હેન, મરણ અવશ્ય છે તો પોતાના સંતાનોની હયાતિમાં થાય એ સારૂં. આપણા પ્રાચીન કાળમાં જીવનના ચાર આશ્રમ હતા એ સારી પ્રથા હતી. વાનપ્રસ્થ આશ્રમમાંથી વાસનાઓ શિથીલ થઈ જાય, ને સંન્યાસ અવસ્થામાં આત્મા પરમાત્મામાં ભળી જાય. આપણે સગાં, પ્રિયજનની મધ્યમાં રહી, પ્રભુમય જીવન ગાળવું, ને વાસનાનો નાશ કરવો એ કઠિન કામ છે.

કુંજબાલા—એ બાબતમાં મને ઈશ્વરચંદ્રનો સિદ્ધાંત ઠીક લાગે છે. રાતદિવસ પ્રભુનું સ્મરણ કરવું અને પ્રિયજનોની મધ્યમાં રહી આનંદમય જીવન ગાળવું.

ઢોંડુ—બ્હેન, તમારો ઈશ્વરચંદ્ર પણ ઇંદિરાથી દુર હોય છે ત્યારે પ્રભુસેવા ભુલી જાય છે. હાથમાં કરતાલ લઈ પ્રભુનું નામ લલકારવું એ વાત જુદી છે, અને પ્રભુમય જીવન ગાળવું એ જુદી વાત છે. પ્રભુના તરફ જેટલું મન જાય એટલું સારૂં. । नहि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति। આપણી અંતરની ભાવના શુદ્ધ હોય, આપણે સાત્વિક ભાવથી પ્રભુમાં લક્ષરાખી કર્તવ્ય કરતા હઈએ તો પ્રભુ સ્હાય કરે છે. ભગવતી, તમારૂં પોતાનું જીવન જુઓ. તમે જીવનમાં અનેક સુખ દુઃખ ભોગવી, જીવનના છેલ્લા ભાગમાં કેટલી શાંતિ ભોગવો છો. સદ્દગત સાક્ષર કાંતિલાલનાં પુસ્તકો કેટલાં લોક પ્રિય થયાં છે. ઇલોરાની ગુફામાંથી મળેલા દ્રવ્યથી તમારી ને તમારા કુટુંબની આર્થિક સ્થિતિ કેવી સારી છે. તમને પ્રભુએ આપેલી લક્ષ્મીમાંથી કેટલાં પરોપકારી કાર્યો, સંસ્થાઓ તમે કરી છે! આમ તમે કર્તવ્ય કર્યે ગયા છો તો ફળ પ્રભુ આપી રહે છે. માટેજ આપણો કર્મ કરવાનો અધિકાર છે, ને ફળ આપવું એ પ્રભુના હાથમાં છે. દુષ્ટકર્મ કરનાર, મહાપાપી જનોને પણ પ્રભુ અન્ન વસ્ત્ર આપી પોશે છે, તો તમારા જેવાં સાત્વિક જીવન ગાળનારને કેમ સ્હાય ન થાય!

અત્યારે તમારૂં કુટુંબ ગુજરાતમાં પ્રથમ પંક્તિ ધરાવે છે. તે બધું પ્રભુની કૃપાનું ફળ છે. મારા જેવો એક 'ડીટેક્ટીવ' અત્યારે પ્રભુના ચરણુ સેવા કરવા જેટલો ભાગ્યશાળી થયો છે, તે મારી શુદ્ધ ભાવનાનું ફળ છે. મેં ન્યાયને ખાતર લોકોને માર્યા છે, સતાવ્યા છે. સત્ય પકડવા અસત્ય બોલ્યો છું. પણુ એ બધું મારી ફરજને ખાતર કર્યું હતું નહીં કે સ્વાર્થ કે લક્ષ્મી ખાતર—જેના પરિણામમાં માન આબરૂથી હું વાનઃપ્રસ્થ થઇ ગયો ને ચિદાનંદ ગુરૂ જેવા ગુરૂ મેળવી શક્યો ને તમારા જેવા સાત્વક કુટુંબનો સમાગમ થયો.

કુંજ—મંજરીને યોગ્યપતિ મળ્યો, એ શ્રીગુરૂની કૃપા.

ઢોંડુપંત—ડગલે ડગલે પ્રભુ કૃપાનો સાક્ષાત્કાર આપણે કરીએ છીએ. એની ઇચ્છા વગર આપણે એક તસુ ચાલવાને, એક અક્ષર બોલવાને સમર્થ નથી. પણુ આપણું મન એવું નિર્મળ છે કે પ્રભુને ભુલીને આપણે-જ જાણે નેતા હઇએ એમ વર્તીએ છીએ. मिथ्या मोहाभिलाषै भ्रमति ममममतो घूर्जंते ध्यान शून्यम् । એ શ્રીમદ્ શંકરાચાર્યનું વચન મને યાદ આવે છે, મૈયા.

ભગવતી—મંજરીના લગ્નનો સમારંભ કાલથી શરૂ કરવાનો છે. તેમાં પરમાત્મા સહાય કરે એવી શુદ્ધ અંતઃકરણુથી પ્રાર્થના આપણે કરીએ. આ પ્રસંગનો જલસો આપણે ઘણુા આનંદ ને ઉત્સાહથી કરવાનો છે. આપણા—ખાસ કરીને રાવબહાદુરના અને મારા—જીવનમાં આ છેલ્લો સમારંભ થશે. તે પ્રસંગે આપણા અનેક સ્નેહીઓ, સગાંઓને નિમંત્રણુ કરીશું તે સર્વે નિર્વિઘ્ને સ્વ સ્થળે પાછાં જાય, તેને માટે પ્રથમ શ્રી પરમાત્માની સહાય માગવી જોઇએ. કુંજ, તારૂં વાજીંત્ર લાવ્ય. મધુકર તમે નરઘાં લ્યો. આપણે સાથે પ્રાર્થના કરીએ.

લગભગ મધ્યરાત્રિ થઇ હતી. નિર્મળ ગામ શાંત થઇ ગયું હતું. આ સમયે મધુકરની હવેલીમાંથી સંગીતના સ્વરથી લોકો આશ્ચર્ય પામ્યા, મંજરી, નિરંજન, સુનંદન વિગેરે આંખો ચોળતાં ચોળતાં સંગીત ધ્વનિ પાસે આવ્યાં, અને વડીલોતરફ કુતુહલથી જોઇ રહ્યાં. અડધો કલાક પ્રાર્થના ચાલ્યા બાદ, ભગવતી ગુંઠણીએ પડી પ્રાર્થના કરવા લાગી. જે દસેક મીનીટ ચાલ્યા બાદ, સર્વે પોતાના શયનગૃહમાં ચાલ્યાં ગયાં.

# પ્રકરણુ ૧૫ મું.

## લગ્ન સમારંભ.

। कुर्यात् सदामंगलम् ।

### સાવધાન !

આખા જીવનના સુખનું કેન્દ્ર લગ્ન સમારંભ છે. સગાં સ્નેહીઓને નિમંત્રણ કરવાં, તેમને સંતોષવાં, પોતાની વાહવાહ કહેવડાવવી, અને આનંદ કરવો, એ દરેક મનુષ્ય પછી તે શ્રીમાન્ હોય, મધ્યમ સ્થિતિનો હોય કે ગરીબ હોય–ઇચ્છા હોય છે. એમ કહેવામાં આવે છે કે લોકો લગ્નપ્રસંગે નકામાં ખર્ચ કરી દુઃખમાં આવે છે. અમે એમ કહીએ છીએ કે લોકો લગ્ન પ્રસંગે પણ ખર્ચ ન કરે તો જીવનમાં ક્યારે કરે ! ખાસ કરીને મધ્યમ વર્ગ અને ગરીબ વર્ગના જીવનનો આનંદ લગ્ન પ્રસંગેજ હોય છે. જીવનભર શ્રમ કરી, મહેનત કરી, પરદેશ વેઠી કમાયલું દ્રવ્ય લોકો તે પ્રસંગે છુટથી ખરચે છે. તેમ ખરચવાની વૃત્તિ થાય તે સ્વાભાવિક છે. અવિચારી પગલાં સર્વકાળમાં, સર્વસ્થળે નાશવંત નીવડયાં છે. તેમ સાધન ન હોય અગર દેવું કરી સાધન મેળવી આવે પ્રસંગે ખર્ચ કરવાં ઇષ્ટ નથી પણ પૈસો સંઘરી રાખી, કંજુસની માફક કેવળ પેટ ભરતા હોય એમ લગ્ન કરવાં, એ એક જાતનું પાપ છે. ત્યારે સગાંએ, સ્નેહીએ મળવું ક્યારે ? સાથે બેસીને જમવું ક્યારે ? જીવનમાં એકવાર પણ દષ્ટિ મર્યાદા વિશાળ ન કરવી ? શ્રીમાન લોકો દરેક દેશમાં પ્રસંગે પ્રસંગે આ પ્રકારના ઘણાં ખર્ચ કરે છે. ત્યારે મધ્યમ વર્ગના અને ગરીબ ગણાના લોકો જીવનમાં એકવાર પોતાને ત્યાં શુભ પ્રસંગે સમારંભ કરે એ કાંઇ હાનિકારક રીવાજ નથી, ભલે જેને નિંદવું હોય તે નિંદે ને વંદવું હોય તે વંદે.

મધુકરની સ્થિતિ ઘણી શ્રીમાન હતી. એને ઘેર કરોડો રૂપીઆની ઉથલ પાથલ થતી હતી. અનેક મનુષ્યો સહાય કરવા, કામ કરવા તત્પર થઇ રહ્યા હતા. નિર્મળ ગામમાં સમારંભની વાતો લોકો આનંદથી કરતા. પ્રથમ મીઠારામ, જીવકોર અને નરહરિ મુંબાઇથી નિર્મળગામ આવ્યાં. તેમને માટે એક સ્વતંત્ર મકાન આપવામાં આવ્યું હતું.

ધીરજરામે ઘણી મુશ્કેલીથી જ્ઞાતિબંધુઓ પાસે એકલાં મંજરી, નિરંજન, સુનંદનનાં તથા નરહરિનાં પ્રાયશ્ચિતનું કબુલ કરાવ્યું હતું–મધુકર

પાસેથી પાંચ સાત જ્ઞાતિભોજન, હજાર રૂપીઆ દંડ, રૂપાનાં વાસણોની લ્હાણીની માગણી જ્ઞાતિવાળાએ કરી. મધુકરને એ બાબતની ક્યાં ખોટ હતી! ધીરજરામ દંડ લેવાની બાબતમાં ઘણો વિરૂદ્ધ હતો, પણ જ્ઞાતિબંધુઓએ એ બાબતનો આગ્રહ છોડયો નહીં. મધુકર કબુલ થયો ને તેણે તે સંબંધી બધી વ્યવસ્થા ધીરજરામને સોંપી દીધી.

લગ્ન સમારંભની શરૂઆતમાં પ્રાયશ્ચિતનો વિધિ થયો. ગુજરાતના વિદ્વાન બ્રાહ્મણો વિધિમાં ભાગ લેવા આવ્યા હતા. તેમણે વિધિપૂર્વક પ્રાયશ્ચિત કરાવ્યું. તેમને યથેચ્છ જમાડી અકેકી સુવર્ણ મ્હોર દક્ષણા આપી, સંતોષ્યા. ત્યારબાદ મધુકરે જ્ઞાતિબંધુઓને પુષ્કળ જમાડયા, ને માગ્યા તેથી બમણાં લ્હાણાં આપ્યાં, તેમ દંડભર્યો. આથી તેની વાહવાહ કહેવાઇ. આ ક્રિયાઓ પુરી થયા પછી લગ્ન સમારંભની શરૂઆત થઇ.

મદ્રાસથી પ્રેમરાય ને શાંતા, કાશીથી વિનોદચંદ્ર અને વ્રજવાસિની, જગન્નાથથી ઇશ્વરચંદ્ર ને ઇંદિરા, ડાકટર નસરવાનજી અને ગુલબાનુ તથા તેમનાં સંતાનો, ભરતપુરથી જલ્લાલુદ્દિન અને અમીના આવી પહોંચ્યા હતાં. મહમદ, આસીસ્ટંટ કલેકટરની જગ્યાનો ચાર્જ લેવા બરેલી ઉપડી ગયો હતો, જેથી તે લગ્નમાં ભાગ લેવા આવી શકયો ન હતો. તેની ઇચ્છા તેમાં ભાગ લેવાની ન હતી.

આ સર્વેને માટે સ્વતંત્ર મકાનો, માણસોની સગવડ કરી આપવામાં આવી હતી. આસપાસનાં રાજા રજવાડા તરફથી ઘોડા, ગાડીઓ, મોટાર ગાડીઓ, તેમ માણસો મોકલવામાં આવ્યાં હતાં, જે મધુકરને મદદ રૂપ થઇ પડયાં હતાં.

મીઠારામ તથા જીવકોરે પણ કોથળીનું મ્હોં છુટું મુકયું હતું.

પ્રોફેસર મગન, તથા બીજા કેટલાક મિત્રોને આગ્રહપૂર્વક નિમંત્ર્યા હતા. હારમોનીયમ, વીણા, તાઉસ, દીલરૂબા વિગેરે વાજીંત્રોના સ્વર અને નરઘાંના અવાજે ઠેકઠેકાણેથી સંભળાતા હતા.

આખર લગ્નનો દિવસ આવી પહોચ્યો. ઉભય પક્ષના મનમાં આનંદ ઉભરાઇ રહ્યો હતો.

નરહરિનો વરઘોડો ધામધુમથી ચ્હડયો. સુરત, અમદાવાદથી વાજાં આવ્યાં હતાં, રાજા રજવાડાના પ્રતિનિધિઓ આવ્યા હતા.

બારેક હાથી લાવવામાં આવ્યા હતા, જેના ઉપર બેસવાને છોકરામાં

સ્પર્ધા થઇ હતી. વરઘોડો ઉતર્યો. વિધિસહિત લગ્ન થયાં. ત્યારબાદ જમણો અપાયાં, પાર્ટીઓ અપાઇ, વડીલો તરફથી આશીર્વચનો મળ્યાં, પુષ્કળ લગ્ન ભેટો મળી. રાજા રજવાડા તરફથી સારા ચાંલ્લા થયા, તેમને સરપાવ અપાયા. ભગવતી તથા ઠોંડુપતે અનેક અનાથ નિરાધાર લોકોને અન્ન:વસ્ત્ર આપ્યાં ને તેમનો આશીર્વાદ લીધો. લક્ષ્મીની કૃપા અને મનની ઉદારતા હોય ત્યાં શું અસંભવિત છે !

જુના મિત્રો સાથે બેસતા અને આનંદ કરતા. એક સ્હાંજે તેઓ એકાન્તમાં બેઠા હતા. પવન મંદ મંદ વ્હાતો હતો.

"આપણામાંથી હવે કોઇ ખરવો જોઇએ, ખરો" નસરવાનજી ડૅાકટર હસતે હસતે બોલ્યો.

જલ્લા—પહેલો તું ખરીશ, નસલું.

આ સર્વે મહાન પદ્દી ઉપર હતા, ને શ્રીમાન હતા. અનેક લોકોના ભાગ્યના નિયંતા હતા, પણ જ્યારે સાથે મળતા ત્યારે બાળ સ્નેહ ઉભરાઇ આવતો, અને વર્ષોનાં વર્ષો ઉપર જે આનંદથી વાતો કરતા તેજ હવે તે વખતે વર્તતા.

જલ્લા—મધુકર તું ઓરથોડોક્સ તે ઓરથોડોક્સજ રહ્યો. છોકરાંને આખર પ્રાયશ્ચિત કરાવ્યું ને નાત્યને નમ્યો.

મધુકર—તું મુસલમાન મટી ગયો. તું જે દહાડે સંધ્યાવદન કરીશ, અગર નસલુ તું મને તારી અગીયારીમાં આવવા દઇશ ત્યારે હું મારો હિંદુ ધર્મ છોડીશ.

ઇશ્વર—આપણે સઘળાં એક ઇશ્વરનાં બાળક છીએ, શા માટે વર્ણાશ્રમ રાખવો જોઇએ !

નસર—ઇંદિરાને બદલે એકાદિ કોઇ ક્રિશ્ચન બાઇ—વસ્ત્રરૂપિણીને પરણ્યો હત તો હું તારૂં ભાષણ માનત.

મધુકર—આપણામાંથી પ્હેલો પ્રેમરાય ખરશે.

પ્રેમરાય—ને તું પ્હેલો ખરે તો કેટલી વાર લાગે !

ઇશ્વર—આપણે બધા એક હોડીમાં બેસીને ભર દરિએ ફરવા જવું, ને હોડી બુરાડી દેવી.

મધુકર—એટલે આપણે સાથે સ્વર્ગમાં જઇશું.

જલ્લા—જહાનમમાં કે દોઝખમાં તે તો ખુદા જાણે. પણ અહીંથી તો સાથે વદાય થઇએ. આપણું પણ નામ રહી જાય યાર.

આ પ્રમાણે નિર્દોષ કાળ વ્યતીત થતો.

શાંતાનો પ્રેમ હજી મધુકર તરફ એનો એ હતો. અને જ્યારે જ્યારે મધુકરને એકલી મળતી, ત્યારે પ્રેમભરી દ્રષ્ટિથી જોતી.

"શાંતા, તું મૂર્ખી ને મૂર્ખી રહી." તે ઠપકાની દ્રષ્ટિથી કહેતો.

"તારે ખાતર, મધુકર, હું ગમે તે બનું.

"કનૈયા તેરે કારને. મેં જોગન હોંગી

જોગન હોકે બેઠું જંગલમેં તનપર ખાક

લગાઉંગી હોં, કનૈયા તેરે......"

મધુકર દિલગીર થતો કે પ્રેમરાય જેવો પતિ મળવા છતાં હજી પોતા તરફનો શાંતાનો મોહ નષ્ટ થયો નથી! પ્રાણુ અને પ્રકૃતિ સાથે જાય છે.

ઇંદિરા, અમીના અને કુંજબાલાએ પણ સાથે એવાજ પ્રકારનો આનંદ કર્યો, મહમદના લગ્નમાં આથી વધારે ધામધુમ કરીશું એમ અમીનાએ ઇચ્છા બતાવી.

સમારંભની સમાપ્તિ થઇ. પ્રથમ વદાયગિરિ વ્હેવાઇને આપવામાં આવી, મંજરીને સાસરે વળાવી. પછી મિત્રો છુટા પડયા; એમ એક પછી એક જતાં મધુકરનું કુટુંબ એકલું રહ્યું. નિર્મળ ગામ શાંત, શૂન્ય, નિરસ જેવું થઇ ગયું.

× × × × ×

મુંબાઇમાં પોતાના મકાનમાં પ્રિયતમાને મળવાને ઉત્સુક નરહરિ રાહ જોતો બેઠો હતો. નિર્મળ ગામમાં તેઓ મળતાં પણ આ મેળાપનો આનંદ ઓર હતો.

સુંદર વસ્ત્ર, પુષ્પાલંકાર, પહેરી મંજરી આવી, અને પતિ સ્હામે હિંચકા ઉપર બેઠી.

"મંજરી," તે બોલ્યો, લંડનમાં હાઇડ પાર્કમાં આપણે મળ્યા ત્યારે આપણે પતિ પત્નીના સંબંધથી જોડાઇશું એમ કદી ધાર્યું હતું?

મંજરી—ના, વ્હાલા.

નરહરિ—મંજરી, મારા હૃદયની એક ઇચ્છા જો તું પરિપૂર્ણ કરીશ તો સદા તારોજ છું, તારાથી મારે વધારે પ્રિય જગતમાં નથી.

મંજરી—તમારી આજ્ઞા મનસા, વાચા ને મંસાથી પાળવા બંધાયલી છું, નાથ.

નરહરિ—તારે મહમદ જોડે બીલકુલ સંબંધ ન રાખવો. મંજરી સ્થિર નજરે તેના સ્હામું જોઇ રહી.

નરહરિ—કેમ બોલતી નથી ?

મંજરીએ વિચાર્યું કે પ્રથમ દિવસે પતિ સાથે વાદવિવાદ કરવાથી પરસ્પર ભાવનામાં ફેર પડી જાય છે, તેથી તે હસી, અને બોલીઃ-

"વ્હાલા, એમાં તે તમે શું માગ્યું. જ્યારથી તમારી જોડે લગ્નથી જોડાઇ, ત્યારથી એની જોડેનો બધો સંબંધ છોડયોજ છે. જગતને ખાતર પણ મારાથી હવે એની જોડે સંબંધ ન રખાય."

નરહરિ—મંજરી, તું ગાયનમાં પ્રવીણ છે. કાંઈ સુંદર ચીજ ગાઇશ ?

મંજરીએ મધુર કંઠે ગાયન ગાઇ પતિને સંતોષ્યો. આજ્ઞા પાળનારી પત્ની મળવાથી નરહરિના મનને આનંદ થયો, અને પૂર્ણ આનંદમાં તે રાત્રી ગાળી.

---

## પ્રકરણ ૧૬ મું.

### પાંચ વર્ષ પછી.

आयुर्नश्यति पश्यतां प्रतिदिनं यातिक्षयं यौवनम्
प्रत्या यान्ति गताः पुनर्न दिवसाः कालो जगद्भक्षकः
लक्ष्मी स्तोय तरंगभंग चपला विद्युच्चलंजीवनम्

કાળચક્ર ચાલ્યે જતું હતું. દિવસો ઉદય થતા ને રાત્રિ પડતી. શુક્લ પક્ષમાં ચંદ્રિકાનો આનંદ, અને કૃષ્ણ પક્ષમાં તારકવૃંદોનો ઝળહળાટ હૃદયને આલ્હાદ આપતો હતો. વર્ષા ઋતુમાં વાદળાંઓ ચ્હડી આવી, જળ સીંચી, જગત્‌ને અમૃતમય બનાવતાં હતાં. સર્વે જણાં પોતપોતાની પ્રવૃત્તિમાં મચ્યાં રહ્યાં હતાં.

એક રાત્રિના પ્રભુપ્રાર્થના કરી ભગવતી પથારીમાં સુતી. તેવું એના હૃદયમાં દુઃખવા માંડયું. થોડો વખત તેણે વ્યાધિને ગણકાર્યો નહીં, પણ તેને અસહ્ય વેદના થવા માંડી. તેણે મધુકર તથા કુંજબાળાને જગાડયાં.

"બ્હેન, મારૂં હૃદય નબળું પડતું જાય છે. તમારે ઔષધનો ઉપચાર કરવો હોય તો કરો." તેઓ આવ્યાં, તેની પાસે બેઠાં, અને તુરત માણસોને દોડાવ્યાં, જે ડાકતર તથા વૈદ્યને બોલાવી લાવ્યાં.

"ભાઇ, મારા જીવનનો અંત નજદીક આવતો જાય છે. હું આંખ મીંચુ છું કે વનમાલા, ચિદાનંદ ગુરૂનાં દર્શન થાય છે. તેઓ મારા ઉપર અભિષેક વારિ સીંચે છે. પ્રભુ તમારૂં કલ્યાણ કરો." આમ તે બોલતી અને આંખ મીંચી પડી રહેતી. શ્વાસ ઉપડયો હોય એમ તેની સ્થિતી એકદમ થઇ.

દાકતરે આવી શરીર તપાસ્યું. નાડી જોઇ. બ્હારના ખંડમાં જઇ તેણે મધુકરને બોલાવ્યો.

"માજી આજની રાત ભાગ્યે કહાડે. એમનું હાર્ટ ફેઇલ થાય છે. સ્ટીમ્યુલંટ ડોઝ મોકલું છું તેથી જો હાર્ટ ઓલરાઇટ થઇ ગયું તો ટટાર થઇ જશે. પણ ઉમ્મર પાકી છે. એટલે મને શક છે." એમ બોલી તે ગયો. વૈદ્યે પણ એજ અભિપ્રાય આપ્યો.

"હમણાં તો પ્રાર્થના કરીને સુતી છે, ને ભગવતીને શું થઇ ગયું!" સજળ નેત્રે કુંજબાળા બોલી.

મધુકર—કુંજ, ભગવતી આપણાં નથી. તે અલ્પ કાળમાં પ્રભુ ધામમાં જશે.

"કુંજબાલા રોઈ પડી. મધુકરે તેને શાંત પાડતાં કહ્યું."

"રાવબહાદુરને તેડવા મોટાર મોકલો, ને ભગવતી પાસે બેસી તેની સારવાર કરો.

ભગવતીને અસહ્ય વ્યાધિ થતો હતો. તે પરમાત્માનું સ્મરણ કરતી હતી. "કોણ, જાગીરદાર! આટલે વર્ષે તમે ક્યાંથી" તે ઝબકીને જાગી ઉઠી. શ્વાસ પુર જોશમાં બ્હાર નીકળ્યો.

કુંજ—ભગવતી, તને શું થાય છે! તું ઇશ્વરમાં ચિત્ત રાખ્ય. તારી શી ઇચ્છા છે.

ભગવતી—બ્હેન, હું સુખી છું. પ્રભુધામમાં જવાની તૈયારીમાં છું. મારી કશામાં વાસના નથી. હું જગત્‌માં નથી, જગત્ મારામાં નથી, પરમાત્માની ઇચ્છા હોય ત્યાં જીવાત્માને લઇ જાય.

એમ બોલી તે ઇશ્વર સ્તવન કરતી આંખો મીંચી સુઇ રહી. ઢોંઢુ-પંત આવી પહોંચ્યો. તેને બધી હકીકત કહેવામાં આવી.

"જેમ પ્રભુની ઇચ્છા," નિઃશ્વાસ નાખી તે બોલ્યો અને તેની પાસે બેઠો.

નિરંજન, સુનંદનને ભગવતીપાસે લાવવામાં આવ્યા અને પગે લગાડી સુવા મોકલી દીધાં. મંજરી એના પતિ જોડે યુનાઇટેડ પ્રોવીન્સમાં હતી. તે આવી શકે એમ ન હતું.

સર્વને આશીર્વચન આપતી, પ્રભુસ્મરણ કરતી ભગવતીએ સ્હવારમાં બ્રાહ્મમુહૂર્ત સમયે દેહ ત્યાગ કર્યો !

તેના અવસાન પછી કુંજબાલાની તબીયત બગડવા લાગી. તેને જીર્ણજ્વર લાગુ પડયો. તે ક્ષય રોગનો ભોગ થઈ પડી, ને ભગવતીના અવસાનથી છ માસ પછી મધુકરના ખોળામાં કુંજબાલાએ પ્રાણ છોડયા. મૃત્યુ સમયે તે શાંત હતી.

"મારા વ્હાલાના ખોળામાં, મારાં સંતાનો સમીપ મને મૃત્યુ આવે એથી વિશેષ સુખ શું હોય ! આપણે બધાં પ્રભુધામમાં, ચિદાનંદ ગુરૂના આશ્રમમાં મળીશું.

આ શબ્દો બોલતે બોલતે તેણે દેહ છોડી દીધો. આ સમયે મંજરી નિર્મળઆમમાં હતી. નરહરિ આવી શકયો નહતો. કુંજબાલાને વધારે બીમાર જાણી મહમદ આવ્યો હતો. આ શોકજનક બનાવથી તે બધાં ઉપર ઘણી અસર થઇ.

"પણ મૃત્યુ આગળ કોનો ઉપાય ચાલે છે ?

મંજરી, તું મને ભુલી ગઇ લાગે છે," મહમદે થોડા દિવસ પછી કહ્યું. "મહમદ, ભાઈ, તને ભૂલું ?"

ત્યારે પત્ર કેમ નથી લખતી ? એક બે પત્ર તને લખ્યા તે Refused થઇ કેમ પાછા આવ્યા ?"

મંજરી—એમની ઇચ્છા એમ છે કે તારી જોડે સંબંધ ન રાખવો. એમને બીજા કોઇ પ્રકારનો વ્હેમ નથી, પણ જગતને ખાતર આપણે તદ્દન જુદાં છીએ એમ બતાવવા ખાતર તમામ સંબંધ બંધ કરવો, એવી ઇચ્છા છે.

મહમદ સ્હમજી ગયો. તેણે પુનઃ તે પ્રશ્ન ન પુછયો. થોડા દિવસ રહી મંજરીની રજા લઈ તે બરેલી ગયો.

કુંજબાલાના ગુજરી ગયા પછી, પંદરે દિવસે પ્રેમરાય મદ્રાસમાં કોલેરાથી અને ઇંદિરા જગન્નાથમાં પ્લેગથી એમ બન્ને ગુજરી ગયાં. શાંતાને મધુકરે નિર્મળ ગામ તેડાવી, ને મદ્રાસમાંથી પ્રેમરાયની દુકાન ઉપાડી લીધી. નિર્મળ ગામમાં એક ન્હાના ઘરમાં શાંતા રહેતી. મધુકર સંભાળ

રાખતો. આ દરમીયાન નસરવાનજી દાકતરની પત્ની ગુલબાનુ સુવાવડમાં ગુજરી ગઇ. સૌથી વધારે દુઃખમય બનાવ મધુકરના ન્હાના પુત્ર સુનંદનનું ન્યુમોનીઆથી નીપજેલું મૃત્યુ એ હતો.

આ પ્રમાણે પાંચ વર્ષમાં ચાળચક્રે મધુકર અને તેના મિત્રોના કુટુંબમાં ફેર વર્તાની દીધો. તેના મનને બહુ વિરાગ આવી ગયો. તે ઢોંડુંપંતની સાથેજ વખત ગાળતો. એકાંતમાં કુંજબાળાને સંભારી અશ્રુપાત કરતો.

"રાવબહાદુર, તમે માત્ર મારા અવલંબનરૂપ છો. મારાથી આ બધું દુઃખ સહન થતું નથી." તે કહેતો.

"ભાઇ, "ઢોંડુંપંત કહેતો." જે અધ્યાત્મિક જ્ઞાનનો આપણે લાભ લીધો છે, તેને અમલમાં મુકવાને, તેનો સાક્ષાત્કાર કરવાનો પ્રભુએ સમય આપ્યો છે. માટે મોહને વશ ન થવું ને એને શરણુ જવું."

જલાલુદ્દિન હવે ભરતપુરના દિવાનની જગ્યાએથી નિવૃત થયો હતો. રાજ્ય તરફથી તેને સારૂં વર્ષાસન બાંધી આપવામાં આવ્યું હતું. તે અમીના સાથે મુંબાઈ રહેતો હતો. મહમદના કામથી પ્રસન્ન થઇ તેને અલ્હાબાદમાં સેક્રેટેરીઅટમાં સેક્રેટેરી નીમ્યો હતો. નરહરિ એજ ઇલાકામાં આવેલા શાંતિપુરમાં ડેપ્યુટી કલેકટર હતો. મીઠારામને સારા રસોઇઆ ન મળવાથી મીઠાઇની દુકાન કહાડી નાંખી હતી. જે બેંકમાં તેણે પોતાની થાપણુ મુકી હતી, તે બેંક તુટવાથી તે ગરીબ સ્થિતિમાં આવી ગયો હતો. ચાલીના ભાડામાંથી પોતાની આજીવિકા ચલવતો. જરૂર પડે તો નરહરિ પાસેથી પૈસા મંગાવતો. જીવકોર ગૃહવ્યવસ્થામાં કુશળ હોવાથી તેમનો સંસાર નભતો. ઢોંડુપંત તથા મધુકર, નિરંજનની કેળવણી માટે મુંબાઇ રહેતા. નિર્મળ ગામનાં ઘરોની વ્યવસ્થા શાંતા કરતી. ઇંદિરા મૃત્યુ પામવાથી ઇશ્વરચંદ્ર જગન્નાથપુરીવાળું ઘર વેચી દઇ, તથા આશ્રમ વિગેરેની વ્યવસ્થા ત્યાંના પ્રતિષ્ઠિત માણુસોને સોંપી, તે આખા હિંદમાં ફરતો. અને એકેશ્વરવાદનો સિદ્ધાંત ચલવતો.

**પ્રથમ વિભાગ સમાપ્ત.**

# દ્વિતીય વિભાગ.

## ગૃહસંસાર.

### પ્રકરણ ૧૭ મું.

#### સસપેન્ડ થયો.

શાંતિપુરનો ડેપ્યુટી કલેકટર નરહરિ બંગલાની અગાસીમાં આમ તેમ ફરતો હતો. પડોશમાં પોસ્ટ ઓફીસમાં કાગળો વહેંચવાનું કામ થતું હતું. પોસ્ટમેનોની 'બેગ' આગળ કાગળો અને પાર્સલો સ્વચ્છ રીતે ગોઠવવામાં આવ્યાં હતાં. દુનિયાં જાગૃત થાય તે પહેલાં પહેલી 'ડીલીવરી' કરવા પોસ્ટમેનો જવાની તૈયારીમાં હતા. પોસ્ટ માસ્તરે ઘંટડી વગાડી અને ઘડીઆળ સહામું જોયું. છના ડંકા થયા.

"છોકરાઓ, વખત થયો છે, માટે ટપાલ વહેંચવા ઉપડી જાઓ" એમ તેણે આજ્ઞા કરી. ધસારાબંધ ટપાલની થેલીઓ લઇ તેઓ ઉપડી ગયા, ને જુદી જુદી દિશાઓમાં ફુટયા. પહેલી ટપાલ ડેપ્યુટી કલેકટરના પટાવાળાવાને આપી. તેમાં એક પાકોટ ઉપર "Urgent" (જરૂરી) અને "confidential" એમ લખેલું હતું. પટાવાળાએ ટપાલ સાહેબના ટેબલ ઉપર મુકી.

નરહરિએ તે પાકીટ પ્રથમ ઉઘાડયું. તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

"I am to inform you that you are temporarily suspended." (તમને જણાવવામાં આવે છે કે થોડાક વખત માટે તમને નોકરી ઉપરથી ઉતારવામાં આવ્યા છે.)

આ વાંચી તેનો ઉમંગ ઉડી ગયો. તેના મગજ ઉપર લોહી ચ્હડવા માંડયું. તેમાં વિશેષ જણાવવામાં આવ્યું હતું કે "તમારી પાસે ચાર્જ, લેવાને તમારી પડોશના ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર આવશે તેમને ચાર્જ,

સોંપી તમારે તુરત સેક્રેટરીએટમાં આવવું. ત્યાં તમારા સંબંધી તપાસ ચલાવી, તમને અનુકુળ પડે એવો ન્યાય આપવામાં આવશે."

અલ્હાબાદ સેક્રેટરીએટમાંથી ચીફ સેક્રેટરીની સહીનો તે કાગળ હતો.

આ અણધાર્યા પ્રસંગથી તે ગભરાયો ને ગુંચવણમાં પડયો. "મને શા માટે સસપેન્ડ કર્યો હશે? મારા હેડકલાર્કને ચાર્જ આપી, તપાસવા મને બોલાવ્યો હોત તો શું અડચણ હતી? અજાણ્યા માણસને એકદમ ચાર્જ આપવાનો હુકમ શા માટે કર્યો? એવી રીતે અજાણ્યા ડેપ્યુટી કલેકટરને કેટલીક ખાનગી બાબતથી શી રીતે વાકેફ કરી શકાય?" ઇત્યાદિ વિચારોમાં તલ્લીન થઇ ગયો.

જે સુંદર બંગલામાં તે રહેતો હતો તેની આસપાસ વિશાળ વાડી હતી. જેના ઉપર નાના પ્રકારનાં પક્ષી કલરવ કરી રહ્યાં હતાં. ઝગકતા સૂર્યનાં કિરણો સીધાં તેના મુખ ઉપર પડતાં હતાં. તેના શર્ટની કોલર વગરની ગળાની કોર ભણી તેણે હાથ ફેરવ્યો. તે પરસેવાના ભેજથી પલળી ગઇ હતી.

શરીરે તે કદાવર અને હટપુષ્ટ હતો. તેનામાં ચંચળતા અને ચપળતા ઘણી હતી. તેની સાથે મહત્વાકાંક્ષા અસાધારણ હતી.

ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ અર્થે તે બધી ઉત્સાહ શક્તિનો ઉપયોગ કરતો અને મેળવતો ત્યારે શાંત થતો. આ વખતે ધોતીઆ અને ખમીસ ભેર હતો. રહવારમાં વ્હેલો ઉઠી, અગાશીની ખુશનુમા હવા લેવાનો તેને અભ્યાસ હતો. તે પ્રમાણે તે દિવસે તે ઉભો હતો.

ઘોડાવાળાએ તેને જોઇને સલામ કરી. પોતાના નામની જોડે "સાહેબ" શબ્દ વપરાતો સાંભળી તેને આનંદ થતો. સલામનો ઉત્તર વાળવાની તેણે દરકાર કરી નહીં.

"મારા વિરૂદ્ધ સરકારમાં શી ફરીઆદો ગઇ હશે? અહીંથી કોઇએ અરજી કરી હશે? મારી જોડે બેસનારા ઉઠનારાએ વિશ્વાસઘાત કર્યો હશે?" તેણે વિચાર્યું. તેના સાથે મંજરીનું સ્મરણ થયું. પ્રાતઃકાળની ઠંડી પવન લહરીમાં તે નિદ્રાવશ સ્થિતિમાં હતી. તેને તેણે નિરાંતે ઉંઘવા દેવાનો વિચાર કર્યો.

તેનો બ્હાર ફરવા જવાનો "ડ્રેસ" ખુરશી ઉપર તૈયાર હતો. ફરાસે તેને બ્રસ મારી સાફ કર્યો હતો. હમેશાં તે ઉઠીને પહેલી પોતાની હજામત કરતો. ઇગ્લંડ જઇ આવ્યા પછી તેને તે અભ્યાસ પડયો હતો.

ફરાસે તેને માટે પાણી, અરીસો, ચાટલું, સાબુ, બ્રશ, વિગેરે તૈયાર રાખ્યું હતું. તે બોલકણો હતો. નરહરિ પાસે તે આવ્યો અને સલામ કરી બોલ્યો. "કંઇ નવા જુની છે ? સાબ ?"

આ પ્રશ્ન ફરાસે સ્હેજ પુછ્યો હતો, પણ નરહરિનું અંતઃકરણ ડંખ્યું. તે ગુસ્સાથી બોલ્યો. "સેની નવા જુની, હરામખોર. તારે બધી પંચાતની શી જરૂર છે ?"

ફરાસ—માફ કરો બાઇ સાહેબ, મેં સ્હેજ પુછ્યું.

નરહરિ—ઓલરાઇટ, તું તારા કામ ઉપર વળગી જા, નકામી પંચાત કરવાની ટેવ છોડી દે, સ્હમજ્યો.

તે હેઠળ ગયો, ને દોઢ કલાક સુધી ફરક્યો નહીં. આખો દિવસ નરહરિ પાસે તે જવાની હિંમત ધરી શક્યો નહીં. અલ્પ સમયમાં નરહરિ દિવાનખાનામાં ગયો. ત્યાં પીઆનો, કોચ, સુવર્ણના ફ્રેમમાં જડેલી હાથે ચિત્રેલી તસ્બીરો. અને પુસ્તકો હતાં ત્યાં બેઠો, સાત વાગ્યા. ચ્હાનો વખત થયો. સ્ત્રી નોકર બદામનાં બીસ્કીટ અને ચ્હાની કીટલી તથા પ્યાલા મુકી ગઇ તેની પાછળ મંજરી આવી.

"આજે જરાવાર થઇ, હોં" મંજરી બોલી.

"કાંઇ અડચણ નહીં, મંજરી," ઉદાસ ચ્હેરે તેણે ઉત્તર દીધો.

મંજરી—આજની ટપાલમાં કાંઇ નવા જુની છે કે ?

નરહરિ—કેટલાક ખાનગી કાગળ હતા. તારા કાગળ તારી રૂમમાં મોકલ્યા છે. એક સરકારી કાગળ અગત્યનો હતો. મને કાલ અલ્હાબાદ બોલાવ્યો છે. ચાલ ચ્હા કહાડ.

મંજરી—કેમ, સ્હેજજ બોલાવ્યા છે ને ?

નરહરિ—ઓ, યસ. તું બેસ અને ચ્હા આપ. મને ભુખ લાગી છે.

મંજરીએ બદામનાં બીસ્કીટ ને ચ્હાનો પ્યાલો તેને આપ્યો.

બીસ્કીટ મઝેનાં હતાં પણ નરહરિની ભુખ મરી ગઇ હતી. ચ્હા લેજતદાર હતો પણ કશામાં તેને રસ પડયો નહીં.

મંજરી—આજ તમે અસ્વસ્થ લાગો છો. તમને શું કામ અલ્હાબાદ બોલાવ્યા છે ?

તેણે પ્રેમ પૂર્વક પ્રશ્ન પુછ્યો. તે સૌંદર્યવતી ઉંચી અને પાતળી હતી. વાળના ગુચ્છા ઘણા સુમનોહર રીતે ગોઠવ્યા હતા. નરહરિએ પ્રેમથી એનો હાથ પકડયો અને હસતે હસતે કહ્યું.

"આરી ગેરહાજરી દરમીઆન એ લોકોએ અહીં બીજા ડેપ્યુટીને નીમ્યો છે."

મંજરી—આ તમે શું કહો છો? સરકારી કામ સારૂ જાઓ એમાં બીજા ડેપ્યુટીની શી જરૂર?

નરહરિ—એમાં શું થઇ ગયું?

મંજરી બ્હીતે બ્હીતે બોલી. "એનો અર્થ એમ ન થાય કે તમને સસપેન્ડ કર્યા છે?"

નરહરિ—અમુક સમય માટે એમ ખરૂં. એમાં થઇ શું ગયું? કોઇની દેન નથી કે મારા જેવા પ્રમાણીક સરકારી નોકરને ઘેર બેસાડે.

મંજરી—વ્હાલા, તમને સ્હેજ લાગે છે, પણ મને સ્વરૂપ ગંભીર લાગે છે.

નરહરિ—બીલકુલ નહીં.

મંજરી—તમે કહો તો હું મહમદને લખું. સેક્રેટરીએટમાં એનું ચલણ છે.

નરહરિ—હમણાં તારા ઉપર એનો પત્ર આવ્યો હતો એનું શું થયું? લાવ જોઇએ, આપણે વાંચીએ.

મંજરી—તે મેં ફાડી નાખ્યો છે.

આશ્ચર્યથી નરહરિએ પુછયું—કાગળ ફાડી નાખ્યો? એવું શું રહસ્ય હતું?

મંજરી—એના પત્ર આવે છે એ તમને ગમતું નથી. તમે ચ્હીડાયા કરો છો. મેં ના કહી છે, છતાં એ કોઇક વખત કાગળ લખે છે. એના જેવા જુના સ્નેહીને મારાથી તરછોડાતો નથી. તેમ તમારા જોવામાં કાગળ આવે તો નાહક તમે ગુસ્સે થાઓ છો, એટલે એનો કાગળ આવ્યો કે વાંચીને ફાડી નાખું છું.

નરહરિ—કાગળ ફાડી નાંખ્યો એ મૂર્ખાઇ કરી.

મંજરી—કહો તો મહમદને લખું. બધું વાદળ ઉડી જશે.

નરહરિ—મહમદ આપણો મિત્ર છે, અને મને વારંવાર સહાય કરે છે, એમાં મારાથી ના કહી શકાય એમ નથી. પરંતુ આ બાબતમાં તેની મદદની જરૂર નથી. સેક્રેટરીએટમાં શું ખટપટ રચાઇ છે તે જાણું તો ખરો? તે ઉભો થયો ને બીસ્કીટ ખસેડી દીધાં, ને આળસ ખાધી.

મંજરી—વ્હાલા, તમે તમારા ઉપરી અમલદારો સમક્ષ કાંઇ પણ ઉતાવળું પગલું ન ભરશો.

નરહરિ—પ્રથમ ગભરાયો, પણ પછી હસ્યો. "મંજરી, એટલો પણ તને મારો વિશ્વાસ નથી?" તેણે તેના પ્રચંડ હસ્ત તેના ખભા ઉપર મુક્યા.

"વ્હાલી, તારે માટે હું દિલગીર છું. આ પ્રસંગ ન બન્યો હોત તો ઘણું સારૂં હતું. તું નાખુશ ન થઇશ. હું માનભેર પાછો આવીશ, જીવનમાં કેટલાક કસોટીના પ્રસંગ બને છે, તેમાં આ એક પ્રસંગ છે. હું નોકરી શુદ્ધ અંતઃકરણથી અને પ્રમાણિકપણે કરૂં છું. એ લોકો મારૂં રેકર્ડ જોશેને? એમાં એક પણ છિદ્ર ખોળી શકે એમ કોણ છે તે જોઉં છું."

મંજરી—એ તમારૂં કહેવું સત્ય છે.

નરહરિ—ગમે તેટલું મારી વિરૂદ્ધ લખાણુ ગયું હોય, પણ જ્યાં હું જાતે જઇ ઉભો કે બધાને મ્હાત કરૂં એવો સમર્થ છું. તું ધૈર્ય રાખ.

મંજરી સ્નેહભરી દૃષ્ટિથી તેના સ્હામું જોઇ રહી.

નરહરિ—મારી તપાસ થશે એમાં હું એવો માનભરી રીતે તરી ઉતરીશ કે મને પ્રમોશન આપવાની તે લોકને ફરજ પડશે.

આમ વાત થયા બાદ તેઓ પોતપોતાના કામમાં રોકાયાં. તે પછી તે દિવસે જાણવા જેવો કાંઇ બનાવ બન્યો નહી. બીજે દિવસે ચાર્જ લેવાને ડેપ્યુટી કલેક્ટર આવી પહોંચ્યો. તે બંગાળી હતો. દરેક ચીજ તેને ગણી બતાવ્યા પછી ને કાગળના બાકી ઢુમારો સોંપ્યા પછી નરહરિ બોલ્યો.

"કેમ, બાબુજી! બધું બરાબર છે ને?"

"તદ્દન બરાબર, આવું ચોખ્ખું રેકર્ડ મેં કવચિત્ જોયું હશે." તેણે કહ્યું. તે પચાશ વર્ષનો ને કદમાં ઠીંગણો હતો. નરહરિ કફોડી સ્થિતિમાં છે એમ તેણે જાણ્યું હતું તેથી પોતાના તરફથી કોઇ પ્રકારની હરકત કરવી નહીં એવો તેણે મનથી ઠરાવ કર્યો હતો.

સહાંજે નરહરિએ બાબુને કેટલાક અટપટા પ્રસંગોથી વાકેફ કર્યો હતો. "આ જીલ્લાના લોક, બાબુ સાહેબ," તેણે કહ્યું "ઘણા તકરારી છે. મોઢે મીઠી મીઠી વાતો કરી, આપણને છેતરી, આપણા વિરૂદ્ધ સરકારમાં અરજી કરે છે તે કુપરથી વ્હેમાઇ આપણી તપાસ ચાલે છે. મને ખબર છે, મને શા માટે બોલાવ્યા હશે. એક મ્હોટા જમીનદાર બરોબર

ઇન્કમટેક્ષ ન્હોતો આપતો, તે ઘણો વગવાળો છે. સરકારની મ્હેસુલ વધે એ હેતુથી મેં તેનો ઇન્કમટેક્ષ બરાબર કસીને લીધો. આ બાબત તે બોલી શકે એમ નહતું. પણ તે દાઝ રાખી તેણે મારા વિરૂદ્ધ વર્તન કર્યું હશે. લોકોને ઉભા કર્યા હશે, જેમણે મેં લાંચ રૂસ્વત ખાધી એવી સાબીતી આપી હશે. પણ મારી સમક્ષ તેઓ પુરવાર કરી શકે ત્યારે ને ?

ડેપ્યુટી કલેક્ટર—તમે શાંતિથી ઉત્તર આપજો ને ઉપરી અમલદાર જોડે ઘણી નરમાશથી વાત કરજો. કેટલીકવાર એમ બને છે કે ગમે તેવું સત્ય કારણ હોય, પણ આપણે મર્યાદા બ્હાર બોલી જઇએ છીએ તો એ લોક વ્હેમાય છે, ને આપણે નુકસાન વેઠવું પડે છે.

નરહરિ સાંભળી રહ્યો. તે દિવસે તેની સ્વાગતા પતિપત્નીએ સારી રીતે કરી "અમારો ખોરાક તમને પસંદ પડયોને, બાબુ સાહેબ," નરહરિએ પુછયું.

બાબુ—તદ્દન પસંદ પડયો. તમારાં પત્નીને મેં નામેથી સાંભળ્યાં હતાં. તેઓ ઘણી સાર્વજનિક સંસ્થાઓમાં ભાગ લે છે, એમ હું જાણું છું. તેમનું ઓળખાણ થયું એ અલભ્ય લાભ થયો એમ સ્હમજું છું. આપને શું સંતાન છે ?

નરહરિ—કાંઇ નથી.

બાબુએ વિવેકભરી રીતે વાત ફેરવી અંને પ્રસંગને અનુસરતી વાતો કરવા માંડી. "મંજરી બ્હેન, નરહરિભાઇને કાંઇ અડચણ થવાની નથી. તમે બીલકુલ ફીકર ન કરશો.

મંજરી—કંઇ ફીકર નહીં. કદાચ નોકરી જશે તોપણ અમને ફીકર જેવું નથી.

બાબુ—નોકરી જવાનો બીલકુલ સંભવ નથી. તે માનભેર પાછા આવશે.

મંજરી—અસ્તુ. બાબુ સાહેબ, તમે આ પ્રદેશ જોયો છે ? ઘણા આર્ટીસ્ટો અને ફોટોગ્રાફરો અહીના "વ્યુ" લેવા આવે છે.

"આવી સુમનોહર ગુર્જર સુંદરી, જેણે ઇંગ્લાંડમાં ઉત્તમ પ્રકારની કેળવણી લીધી હતી, ને જે જગ વિખ્યાત મધુકરની પુત્રી હતી, તેની જોડે વાત કરવાનું મને માન મળ્યું એ મહદ્ ભાગ્ય સ્હજું છું." એમ તે બાબુએ મનમાં વિચાર કર્યો. મંજરી, પતિની સાથે રખાવેલો સામન તૈયાર કરવામાં રોકાઇ. દિવસ પસાર થઇ ગયો. રાત્રિ પડી. નરહરિ વ્હેલો સુવા ગયો. તે પથારીમાં બેચેન પડી રહ્યો. તેને નિદ્રા આવી નહીં. ટપાલ લઇ

જવાના ટાંગાના તલુડાનો સ્વર તેણે સાંભળ્યો. મંજરી શાંતિથી નિદ્રાવશ થઈ હતી. "કેવી શાંત નિદ્રા! નિર્દોષ મંજરીને જગતના પ્રપંચની બીલકુલ ખબર નથી." તેમણે વિચાર્યું. દૂરદૂરમાં, ટાવરમાંથી પા કલાકના ડંકા સંભળાયા. સવા અગ્યાર વાગ્યા એમ તેણે અટકળ કરી. તેના કાન ઘરમાં થતી દરેક હિલચાલ સાંભળી શકતા. પડોશમાં આખી રાત ટપાલનું કામ ચાલતું. બે કોથળા ટપાલના ભરાતા હતા, ને બીજી ટપાલ ઉપર છાપો પડતી હતી. એટલામાં મેઇલ ટાંગો આવી પહોંચ્યો. ઘોડાની ખરીનો સ્વર બાગની દિવાલ આગળથી સંભળાયો. તે ઉઠયો. પુનઃ અગાશીમાં ગયો ને દૂરમાં અંધકાર સિવાય કોઈ દીઠું નહીં. તેના આખા શરીરમાં પરસેવાના રેલા વળતા હતા. બદન કહાડી નાંખી તે ખુલ્લે શરીરે હવા ખાવા લાગ્યો. મગજમાં અનેક તરેહના વિચાર આવવા લાગ્યા, તે શયનગૃહમાં આવ્યો. બત્તીનો પ્રકાશ મંજરીના મુખ ઉપર પડતો હતો. "કેવી મનોહર! મંજરી મારા હૃદયની રાણી!" એમ વિચાર થતાં તે પર્યંક ઉપર બેઠો, અને તેના વિચારમાં તલ્લીન થઇ ઝોકા ખાવા લાગ્યો. વળી ઝબક્યો. મોઠારામ અને જીવકોરના વિચાર આવવા માંડયા. "કાકાએ દુકાન ઉપાડી નાંખી તે ઠીક કર્યું. પણ પૈસા બેંકમાં ગુમાવી દીધા એ બહુ ખોટું થયું. હું આ નોકરીમાંથી "ડીસમીસ" થયો તો મુંબાઇની ચાલીના ભાડા ઉપર આજીવિકા ચલાવવાની રહી. દરેક વસ્તુ હમણાં વિપરીત થઇ પડી છે."

નિદ્રા ન આવવાથી તેનું મગજ જાગૃત થઇ ગયું હતું. તેના જીવનના દરેક પ્રસંગો મગજમાં તાજાં થતા હતા. હાઇડપાર્કમાં પહેલી મંજરીને જોઇ ત્યારથી તેના તરફ તે આકર્ષાયો હતો. મંજરીના સહવાસમાં યુરોપમાં કહાડેલા દિવસોનું સ્મરણ તેને તાજું થયું. તેની વિચાર માળા ચાલવા લાગી.

"જે મંજરી હું સ્વપ્ને પણ અપ્રાપ્ય માનતો તે મારી પત્ની થઇ છે. તેની સમક્ષ મારી આબરૂ જાય એ શી રીતે સહન થઇ શકે? મહમદના પંઝામાં સપડાયલી એ કોઇ દિવસ મારી થવાની હતી? સુધરેલા વિચારનાં મધુકર ને કુંજબાલા મને કદી દેવાનાં હતાં? પણ પ્રભુઇચ્છા આગળ કોઈનું ચાલ્યું નહીં. વગર પ્રયાસે તે મારી પત્ની થઇ. એની પાસે હું લાચાર બનું?"

આવા અનેક પ્રકારનાં વિચારમાં નરહરિને આખી રાત્રિ નિદ્રા ન આવી. પ્રાતઃકાળ થયો કાચમાંથી અરૂણનાં રાતાં કિરણો બહારીમાં આવવા માંડયાં. મંજરી એક સુંદર બાલિકા જેવી હજી નિદ્રાધીનજ હતી. પ્રિયતમ-

માને જગાડી તેની જોડે સ્નેહભરી ગોષ્ઠી કરવાની તીવ્ર ઇચ્છા થઇ. તેના સુંદર હસ્તથી મસ્તક ચંપાવી નિદ્રા લેવા વૃત્તિ થઇ. પણ તે નિર્દોષ, નવ યૌવનાની, પ્રાતઃકાળની મીઠી નિદ્રા ભંગ કરવામાં તેને દોષ લાગ્યો. હળવે રહીને બ્હાર નીકળ્યો, ને બેએક માઇલ ખુલ્લી હવામાં ફરી આવ્યો. સ્વચ્છ હવાથી તેનું તપેલું મગજ શાંત થયું, અને ઉજાગરાની અસર ઓછી થઇ.

વેળાસર જમી લઇ અગ્યાર વાગ્યાની ટ્રેઇનમાં તે અલ્હાબાદ ઉપડી જવા સ્ટેશન ઉપર ગયો. મંજરી તેને વળાવવા ગઇ હતી. નરહરિને સસ-પેન્ડ કરવામાં આવ્યો છે ને એને અલ્હાબાદ બોલાવ્યો છે, એ વાત વાને વેગે ઉડી. સ્ટેશન ઉપરના મુખ્ય અમલદારો એ વાત જાણતા હતા. પણ તેઓ જાણે કાંઈ ન જાણતા હોય એવો ડોળ કરી તેની જોડે અધિકાર પ્રમાણે વાત કરી કૃતાર્થ ગણાવા લાગ્યા. પતિ પત્ની વાતોથી પરવારી વેઇટીંગ રૂમમાં બેઠાં. આજ એક કલાક ટ્રેઇન મોડી હતી.

"કાંઇપણ ઉતાવળું પગલું ન ભરશો. શાંતિથી દરેક વસ્તુ ઉપર વિજય મેળવી શકાય છે." મંજરીએ કહ્યું.

નરહરિ—હું જન સ્વભાવને સારી રીતે ઓળખું છું. મારી જગ્યાએ આવેલા બંગાળી બાબુ જોડે બહુ છુટ લઈશ નહીં. ગમે એટલી મ્હોટી ઉમરના પુરૂષ હોય પણ સૌંદર્યવતી સ્ત્રીઓ જોડે વાતો કરવા ઇચ્છે છે.

મંજરીએ હસીને ઉત્તર દિધો—જાઓ, જાઓ, એવું શું બોલો છો? મારામાં એવું શું છે કે વૃદ્ધજનો લોભાશે. તમે માનો છો એવી આકર્ષક હું નથી. તમને હું ખુબસુરત લાગું કારણ તમને મારા તરફ પક્ષપાત છે.

"થોડા વખત વિચાર કરી તે બોલી તમે રજા આપો તો થોડો વખત મારા પિતા પાસે જઇ આવું, મને તે વારંવાર બોલાવ્યા કરે છે. તમારા વિના મને શાંતિપુરનો બંગલો બહુ શૂન્ય લાગશે."

"મંજરી," તેણે કહ્યું, "તારો વિચાર સારો છે. પણ હું અલ્હાબાદ જઇ લખું પછી વાત."

થોડીવારમાં ટ્રેઇન આવી. નરહરિ કચવાતે મને એકનો ફર્સ્ટ ક્લાસના ખાનામાં બેઠો.

ટ્રેઇન ઉપડતી વખતે મંજરીના કાનમાં તેણે કહ્યું.

"Good bye, my sweet hart-God bless you.

મંજરી—"Good luck, Narhari. Good luck my dear one."

# પ્રકરણ ૧૮ મું.

## નિર્દોષ ઠર્યો.

નરહરિ અલ્હાબાદ બહુ થોડા વખત ગયો હતો. સેક્રેટરીએટમાં અંડર સેક્રેટરી પાસેથી ઓરડર મેળવી તે નોકરી ઉપર દાખલ થયો હતો ત્યારે તે ત્યાં ગયો હતો ને જુદા જુદા તાલુકામાં ફરી તે શાન્તિપુર આવ્યો હતો. તે પહેલાં તે ત્યાં ગયો ન હતો. જાતે પ્રમાણિક હોવાથી તે કડક હતો. મંજરી જેવી સુંદરી મળેલી હોવાથી, લક્ષ્મીની અનુકુળતા હોવાથી, તેમ ઈંડીયા ઓફીસમાં લાગવગ હોવાને લીધે તેના મગજમાં અભિમાન આવી ગયું હતું. વસ્તુતઃ તે ગુન્હેગાર ન હતો. પણ એક શ્રીમાન જાગીરદાર જે પોતાની ખરી આવક છુપાવી રાખતો, તે ઉઘાડી પાડી તેનો ઇન્કમટેક્સ તેણે વધારી દીધો હતો. તે જાગીરદારે તરકટ રચી તેના ઉપર કેસ ઉભો કર્યો હતો. તેના સેક્રેટરીએટમાં ઘણા ઓળખીતા હતા. તે જાણતો કે નરહરિ આહોદ્ધા અને વગવાળો છે. તેથી તેનાથી વધારે સાવચેત રહેવા અને તેને સંપૂર્ણ રીતે ફસાવા યુક્તિ કરી હતી. નરહરિ સેક્રેટરીએટમાં પાંચ દિવસ સુધી અથડાયો. પણ કોઈએ એને પુરો ઉત્તર ન દીધો. "શાંતિપુર! " શાંતિપુર તો ઘણાં છે! તમારા જીલ્લાનો પોર્ટફોલીઓ તો × × × સાહેબ પાસે રહે છે." એમ ઉત્તર મળ્યા કર્યા. પાંચમે દિવસે અંડર સેક્રેટરીએ કહ્યું કે "તમારે માથે લાંચનો આરોપ છે. તેની તપાસ માટે આવતી કાલ ગુપ્ત કમીશન બેસશે. તેમાં જો તમે નિર્દોષ માલુમ પડશો તો તમારી જગ્યાએ કાયમ કરવામાં આવશે. નહીં તો તમારા ઉપર જાહેર રીતે કામ ચલાવવામાં આવશે.

નરહરિ ખિન્ન થઇ પોતાને ઉતારે ગયો. મંજરીને પત્ર લખી દીધો. તેનો પત્ર કેમ નહીં આવતો હોય એ ચિંતા તેને થયા કરતી હતી.

બીજે દિવસે તેની તપાસ કરવા ગુપ્ત કમીશન બેઠું ત્યાં તે હાજર થયો. તેના ઉપરની અનેક નનામી અરજીઓ તેને દેખાડવામાં આવી "તે ડીસ્ટ્રીકટમાં ફરતો તે વખતે લોકો તરફથી રોજ સીધાં લઈ મિષ્ટાન્ન ઉડાવતો ને જેના તરફથી લાંચ રૂસ્વત મળતી તેનું કામ કરી આપતો. તેની સ્ત્રી પણ લાંચ લેવામાં મદદ કરતી" ઇત્યાદિ જાતના આક્ષેપો હતા.

"તમારા બચાવમાં શું કહેવાનું છે? કમીશનરના પ્રેસીડેન્ટે કહ્યું.

નરહરિ ખુબ ઉશ્કેરાઇ ગયો હતો. આ બધી વાત ખોટી છે અને

શાંતિપુરના જાગીરદારનું તરકટ છે એમ છટાદાર ભાષણમાં તેણે કહી સંભળાવ્યું. જુદાં જુદાં ઈંગ્રેજ અમલદારોના તેણે સર્ટીફીકેટ રજુ કર્યાં.

પ્રેસીડેંટ—અમે તમને ઓળખીએ છીએ. પણ તમારી વિરૂદ્ધ આટલું બધું લખાણ છે ત્યારે તમારી તરફેણના કોઈ સાક્ષી તો જોઈએ ને ?

નરહરિ ગુંચવાયો, ઉત્તર દઈ ન શક્યો.

પ્રેસીડેંટ—તમને બનશે એટલી અનુકુળતા આપવામાં આવશે. તમારા તરફથી કોઈ પ્રતિષ્ઠિત માણસ તમારા લાભનું કહી જશે, તો આ કેસ અમે દાબી દેઈશું. પણ જો તમારી વિરૂદ્ધજ બધા હશે, તો તો ન્યાયને ખાતર તમારૂં જાહેર રીતે કામ ચાલશે. માટે આજ જાઓ ને કાલ અગ્યાર વાગે અહીં આવજો.

નરહરિ ખિન્ન મને ઘેર ગયો, તે દિવસે પણ મંજરીનો પત્ર આવ્યો નહતો. એનું શું થયું હશે ? એને સાથે લાવ્યો હોત તો ? એને મુંબાઈ વહાણ કરી હોત તો ? નોકરીમાં કેટલી જોખમદારી છે ? સરકારના હિત માટે રૈયત પાસેથી વ્યાજબી ઇન્કમટેક્સ લેવો એ શું ગુન્હો છે ? લોકો કેવાં તરકટ રચે છે ? આ વખતે સરકારી અમલદારો લોકો ભેગા ભળી જઈ અમારા જેવા પ્રમાણિક માણસોને હેરાન કરશે ? કાયદાનું બ્હાનું બતાવશે ? આ મારી વિરૂદ્ધ કેટલું તરકટ ? મારી ડાયરીઓ એ લોકોએ ક્યાંથી મેળવી ? અમુક તારીખે હું અમુક ગામમાં હતો એ લોકોને ક્યાંથી ખબર પડી ? મારા હાથ નીચેના કારકુનો મારી વિરૂદ્ધમાં ગયા હશે ?

આવા વિચારમાં તેણે તે રાત્રિ પસાર કરી. બીજે દિવશે અગ્યાર વાગે સેક્રેટરીએટમાં ગયો. તે વખતે કમીશનના મેંબરો પાસે મહમદ બેઠો હતો. નરહરિ તેને જોઈને ખંચકાયો.

મહમદે તેને ખુરશી આપી ને કહ્યું "મી. નરહરિ, તમે "ટ્રબલમાં" આવ્યા છો, એની મને અત્યારેજ ખબર પડી છે. તમારે મને લખવું તો હતું."

નરહરિએ કાંઈપણ ઉત્તર દીધો નહીં. નિરાશાથી તે બોલ્યા વગર ખુરશી ઉપર બેઠો.

આજ કમીશનના મેંબરો ને પ્રેસીડંટ મીઠી નજરથી તેના તરફ જોતા હતા. મહમદે નરહરિનો ઇતિહાસ, તેમનો જુનો સંબંધ, અને તેની પ્રમાણિકતાની ખાત્રી કરી આપી. કમિશનને વધારે સર્ટિફીકેટની જરૂર નહતી.

"I know Mr Narhari personally. Indeed he and his wife have been friends with me and my family for more years than I can to count." મહમદે કહ્યું.

"મહમદ કેટલો ભલો! ખરી અણીને સમયે કામ આવ્યો. નહીં તો અહીં અજાણી જગ્યાએ મારૂં કોણ? કેસ ચાલ્યો હોત ને કદાચ હું ગુન્હેગાર ઠર્યો હોત તો જેલ જાત્રામાં જવું પડત!" આમ વિચારમાં તે બગાસાં ખાતો હતો.

મહમદે પ્રેસીડેન્ટને કહ્યું—

"Of course, I want my friend to come out of it all right—as I honestly believe he deserves to come out of it."

કમીશને તુરત નરહરિની તરફેણમાં મત લખ્યો "માણસ પ્રમાણિક છે, લોકોની લાલચથી લોભાતો નથી, ને તેમની જોડે યોગ્ય વર્તનથી બ્યાજબી ઇન્કમટેકસ લેછે તે તેમને પાલવતું નથી તેથી તેના વિરૂદ્ધ ખોટા આક્ષેપો મુકયા છે." શાંતિપુરનો જાગીરદાર લુચ્ચો માણસ છે. ઇત્યાદી, નરહરિ નિર્દોષ ઠર્યો. કમિશનના મેંબરોએ તેને માન આપ્યું. થોડીવારમાં મહમદ, નરહરિની રજા લઇને ઘેર ગયા.

નરહરિને એક પછી એક બનાવો એવા બનતા હતા કે તે ગુંચવાઇ ગયો. મહમદનો ઉપકાર માનવો પણ ભુલી ગયો.

તે ઘેર ગયો. લિખિત હુકમની રાહ જોતો તે અલ્હાબાદમાં રોકાયો ત્યાં તેને નિર્દોષ ઠરાવ્યાનો તથા અસલ જગ્યાએ નીમાયાનો ઓરડર આવ્યો તેમાં લખ્યું હતું કે "તેનો એક પણ દિવસનો પગાર અગર એલાવન્સ નહિં જાય, અને આરામ લેવા પંદર દિવસની રજા આપવામાં આવી છે તે ભોગવી હાજર થવું."

નરહરિને અતિશય આનંદ થયો. સઘળું જગત્ તેને ખુશનુમા ભાસવા લાગ્યું. આટલા દિવસ તેને બધું શુન્ય લાગતું હતું.

અલ્હાબાદ—પ્રયાગ—હિંદુઓનું મોટું ધામ તેણે પુરૂં જોયું પણ નહતું. ત્રિવેણી સંગમ—પ્રાગવડ અને યાત્રાળુઓની પીડા, શ્રાધ અને મુંડનની અંધ શ્રધા, ભીખારીઓનો ત્રાસ, અને ગોર લોકની લુચ્ચાઇ એ બધું એણે જોયું નહતું તે જોવા તેની ઇચ્છા થઇ. અલ્હાબાદની બાંધ-

શી ઇંગ્લીશ ગામના જેવી છે. અમુક ભાગમાં વસ્તી, અમુક ભાગ ખુલ્લો એમ જુદા જુદા વિભાગોનું તે બનેલું છે.

મહમદને મળવા તેનો ઉપકાર માનવા તે એક ફેરી એના ઘરભણી ગયો હતો, પણ “ સાહેબ બહાર ગયા છે ને હમણાં આવે એમ નથી. ” એમ ઉત્તર મળતાં તે પાછો આવ્યો હતો. મંજરી ક્યાં છે ? તેનો અચ- ાનક કુટાતો એક પત્ર મળ્યો છે ? એનું થયું શું ? એણે મંજરીને તાર કરી દીધો હતો કેઃ—

“ Reinstatemeut. Come at once. Shall expect you without fail. ”

તાર કર્યા પછી તેણે વીશીવાળા પાસે ફક્કડ ખાણું કરાવ્યું. “ ભૈયા આજ તો દુધપાક ઓર લડુ હોના.” મહારાજને જોયતું હતુંજ એટલું. તેણે તેની ઇચ્છાનુસાર મિષ્ટાન્ન જમાડી સંતોષ્યો.

બધી અનુકુળતા હતી, પણ મંજરી વગર તેને ગમતું નહીં. “ આ વખતે તે હોય તો કેટલો આનંદ થાય ! પણ તેનું શું થયું ? મારી ઉપાધિમાં હું એને ભુલી ગયો. ” એમ ચિંતા કરતો તે બ્હાર ફરવા ગયો. કલાકમાં ફરીને આવ્યો તો તેણે આશ્ચર્યથી જોયું કે મંજરી તેના ખંડમાં બેઠી હતી.

“ વ્હાલી, ” તે તેને ભેટતાં બોલ્યો, “ તું ઉડીને આવી ? કયી ટ્રેઇનમાં આવી ? વ્હેલામા વ્હેલી તું કાલ સ્હવારે આવી શકે ને અત્યારે તું ક્યાંથી ? ”

મંજરી—વ્હાલા, શાંત થાઓ. હું તમારી સમક્ષ છું એથી ખુશી થતા નથી ?

નરહરિ સપ્રેમ બોલ્યો—તને મારો તાર ક્યારે મળ્યો? મેં તને ચાર કલાક ઉપર તાર કર્યો. ત્યારે તું વિમાનમાં બેસી આવી !

મંજરી—તમે તાર કર્યો હતો ? તે મને મળ્યો નથી. વ્હાલા, તમારૂં શું થયું હશે તે જાણવા હું ઘણી ઇંતેજાર બની હતી. મારો સામાન પેક કરી હું તુરત તમારા ભણી આવી. શી હકીકત બની તે કહો.

નરહરિ—ઘણા શુભ સમાચાર છે. હું પુનઃ તે જગ્યાએ નિમાયો છું. કમીશને મને નિર્દોષ ઠરાવ્યો છે.

મંજરી આતુરતાથી સંભળી રહી.

નરહરિ—તું નવ વાગ્યાની ટ્રેઇનમાં આવી ! તું ક્યારની અહીં રાહ જુએ છે ?

મંજરી—વ્હાલા, મારૂં ગમે તે થયું તેની શું કામ ચિંતા કરો છો ! અત્યારે તમે નિર્વિઘ્ને વિપત્તિમાંથી પસાર થયા એ શુભ સમાચાર કહોને !

નરહરિ—મારા ગુલગુલ તારો વિયોગ મારાથી હવે સહન થવાનો નથી. અહીં ગાળેલો એક દિવસ મને એક વર્ષ જેવો લાગ્યો છે. હું તને રોજ પત્ર લખતો, તને ઉત્તર લખવાની ફુરસદજ ન મળી ? મારા જેવો આળસુ તને રોજ પત્ર લખે ? ને તારા જેવી ચંચલ સ્ત્રી મને ઉત્તર ન આપે ? મંજરી, તારૂં હૃદય કઠિન છે.

મંજરી—વ્હાલા, મારૂં હૃદય કઠિન હોય એમ તે બને ? તમારી ચિંતામાં મને અન્ન ભાવતું નહીં, ન્યુસ પેપર વાંચવાં ગમતાં નહીં, પત્ર લખવો ગમતો નહીં. તમારા ખબર મને મળતા એટલે તમારા તરફની મને નિર્વૃત્તિ રહેતી. હું—મને શું થવાનું હતું ?

નરહરિ—પોસ્ટ કાર્ડ તો લખવાં હતાં ? તારા હાથના ચાર અક્ષર મારી શાંતિને માટે બસ હતા. બધો સમય તેં શી રીતે ગાળ્યો ?

મંજરી—વ્હાલા, મને ક્ષમા કરો. મારી બાબત ન પુછો. મેં મારૂં સર્વસ્વ તમારા હિત માટેજ અર્પણ કર્યું છે ને કરીશ. તમારે ખાતર હું ગમે તે કરૂં તેમાં તમને શું. ?

પુનઃ તેણે તે પ્રશ્ન ન પુછ્યો. મંજરીના માથા ઉપર સુગંધીદાર તેલ બ્હેકી રહ્યું હતું. તે સુંઘતે સુંઘતે બોલ્યોઃ—

" શાંતિપુરના જાગીદારે મને આપત્તિમાં આણ્યો હતો, અને આપણા જુના મિત્ર મહમદે જો આવીને મારા તરફેણમાં મત ન આપ્યો હોત તો કદાચ સ્વરૂપ બદલાત અને મારા વિરૂદ્ધ જાહેર કેસ ચાલત. એ સ્થિતિ ન થઈ તે સારૂં થયું ! આ અજાણ્યા પ્રદેશમાં આપણું કોણ ? જે કોઇ બોલાવે તે નોકરીના અમલને લીધે. અમલ ઉપરથી ઉતર્યો એટલે બધા ફરી બેસે. જાગીરદારના પક્ષમાં બધા જાય ને આપણી બાજુ કોઇ ન આવે ! "

મંજરી સાંભળી રહી.

" વ્હાલા નાથ, મંજરી બોલી, " આપણી ઇચ્છાનુસાર પરીણામ આવ્યું એટલે થયું, ગઇ વાત હવે વિચારવાથી શું લાભ છે ?

મંજરી આમ બોલતી હતી, પણ તેની આંખમાંથી અશ્રુબિંદુ પડતાં હતાં.

નરહરિ—મંજરી, વ્હાલી, તું જરા દીલગીર ન થઇશ. મને કોઇ પ્રકારની ધાસ્તી નથી. મારા સુંદરપક્ષી, તારૂં દિલરૂબા નથી લાવી ? તું તારા મધુર કંઠે ગાયન કર્યું. આનંદથી ફર્યું. આપણે સાથે અહીં ફરીશું. યુરોપની સેલગાહ યાદ આવે છે ?

મંજરી—હા, વ્હાલા.

નરહરિ—મંજરી, એક ફેરી હું મહમદની તજવીજ કરવા ગયો હતો પણ તે બ્હાર ગામ ગયો છે એમ ખબર મળી હતી. તું કહેતો હું એને ત્યાં જઇ ઉપકાર માની આવું.

મંજરી—વ્હાલા, મારી ઇચ્છા એમ છે કે તમે ઉપકારનો પત્ર લખી દો.

નરહરિ—એણે મને આટલી બધી મદદ કરી, ને હું મળું નહીં તે ઠીક નહીં. મારે જવું જોઇએ.

મંજરી વધારે બોલી નહી. નરહરિ તૈયાર થયો. "વ્હાલી, હું કલાકમાં આવીશ. તું અહીં બેસજે પછી આપણે સીનેમા જોવા જઇશું."

મહમદનું મકાન કોન્ટોનમેંટની બાજુ સરીયામ રસ્તા ઉપર હતું. તેની રચના, વિશાળતા, ને સૌંદર્ય જોતાં કબુલ કરવું પડે છે કે તેના દરજ્જાને યોગ્ય તે ગૃહ હતું.

"સાહેબ છે કે ?" નરહરિએ ચપરાસીને પુછ્યું. "હા કહેવી કે ના કહેવી એ વિચારમાં તે ઉત્તર દીધા વિના ઉભો રહ્યો પણ નરહરિનો રૂઆબ જોઇ તેનાથી હા કહેવાઇ ગઇ."

"મારૂં કાર્ડ તેઓ સાહેબને આપ" તેણે કહ્યું.

ચપરાશી—સાહેબ, તેઓ આરામ લેતા હશે તો મારાથી જગાડાશે નહી.

નરહરિ—તેઓ સુતા હશે તો ઉઠશે ત્યાં સુધી હું રાહ જોઇશ. થોડીવારમાં ચપરાસી આવ્યો. તેની જોડે તે અંદર ગયો. મહમદ ખમીસ પહેરીને તેનો સત્કાર કરવા ઉભો હતો.

"મા. નરહરિ," તે હાથ લાંબો કરતાં બોલ્યો, "મારી જોડે વળી આટલી ફોર્મેલીટી શેની ? આ ઘર તમારૂંજ છે."

"મહમદભાઇ," તે શેકહેંડ કરતાં બોલ્યો, "તમે મને ઘણી મદદ કરી છે. કેસ ગંભીર પ્રકારનો હતો, તેનું ભાન મને કમીશન બેઠું ત્યારે થયું. લોકો કેટલા ખટપટીઆ હોય છે ?" તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે."

તેઓ બન્ને સાથે કોચ ઉપર બેઠા. સ્હામી સુવર્ણું ફ્રેઇમમાં જડેલી

એક ભવ્ય છબી હતી. તે મંજરીની હતી. તેના ઉપર તાજો પુષ્પનો હાર હતો. પડખે મહમદ અને મંજરીએ જુદા જુદા વખતની લંડનમાં છબી પડાવી હતી તે હતી. આખા ખંડમાં મંજરી સિવાય બીજા કોઇની છબી નહતી. નરહરિના મનમાં ક્રોધ થઇ આવ્યો, પણ તે તેણે દબાવી રાખ્યો. મહમદ તેના મુખના બદલાતા રંગનું નિરીક્ષણ કરતો હતો. તેણે કહ્યું "મી. નરહરિ, લોકપ્રિયતાની કેટલી જરૂર છે, તે તમને જણાઇ હશે. આપણી બાહોશી ક્યારે કહેવાય કે જ્યારે લોકો આપણને ચ્હાય ને સરકારમાં પણ આપણી પ્રતિષ્ઠા વધે.

નરહરિ—જરાક Common sense વાપરીએ તો, બધું બને. નરહરિને ક્રોધ ચ્હડયો. શું તેનામાં સામાન્ય બુદ્ધિ નહતી ? ઘોડા દોડાવવામાં પાસ થયો ને તેથી સીવીલ સર્વીસમાં દાખલ થયો, એટલોજ એ વચ્ચે ફેરને ? અભ્યાસમાં કાંઇ પોતે મહમદથી કમ હતો ?

મહમદ—શાંતિપુર ક્યારે જવું છે ?

નરહરિ—હજી પંદર દિવસ આરામ લઇ પછી જવા વિચાર છે.

તેઓ બન્ને વચ્ચે વધારે વાતચીત ન થઇ. નરહરિને ક્રોધ ચ્હડયો હતો. પોતાની પત્નીની છબીને આમ રાખનાર અને પુષ્પનો હાર પહેરાવનાર મહમદ કોણ ? પણ તેના ઉપકાર તળે તે દબાયલો હતો.

બ્હાનું કહાડી તે ઘેર જવા તૈયાર થયો. મહમદ પણ સાથે ઉઠયો.

"મી. નરહરિ" મહમદે કહ્યું "તમામ હિત માટે હું યત્ન કરૂં એ મારી ફરજ છે. હજી પણ કહું છું કે ઉતાવળે કાંઇ પણ કામ ન કરવું. શાંતિથી વર્તવું.

નરહરિ—Thank you.

ગાડી કરી એ ઘેર આવ્યો. મંજરી રાહ જોઇ બેઠી હતી. નરહરિએ કહ્યું "તારૂં કહેવું ખરૂં હતું ? એવા માણસોને જાતે મળવા કરતાં એક કાગળ લખી દેવો એજ સારૂં છે ? શું અભિમાન વધી ગયું છે !" તે બોલ્યો. "મંજરી, તારે એની જોડે બીલકુલ પરિચય રાખવો નહીં. સારો માણસ હોય એમ મને લાગતું નથી."

મંજરી ચતુર હતી. તેણે વાતનો વિષય ફેરવ્યો.

"વ્હાલા, ખાવાનું તૈયાર છે. પછી આપણે સીનેમા જોવા જવું છે ને ?"

પ્રિયતમાનાં મધુર વચન સાંભળી નરહરિ શાંત થયો, ને જમીપરવારી તેની સાથે તે સીનેમા જોવા ગયો.

---

# પ્રકરણ ૧૯ મું.

## રીઝર્વ ટીકેટનું અડધીયું.

સીનેમાની ફીલમો સરસ હતી. તે જોવામાં પતિ પત્નીને રસ પડયો. એકાદ કલાક ગાળી, તેઓ ઘેર જવા નીકળ્યાં. થોડે દૂરથી ગાયનનો સ્વર સંભળાયો. તેઓ તે સ્થળે ગયાં. ત્યાં ગાયનનો જલસો હતો. હિંદની સુ-પ્રસિદ્ધ મીસ—નું ગાયન હતું. ટીકીટના ભાવ આકરા હતા. મંજરીએ પાકીટમાંથી નોટ કહાડી. રીઝર્વ્ડ ક્લાસની ટીકેટ લઈ પતિ પત્ની અંદર દાખલ થયાં.

મંજરી સંગીતકળામાં પ્રવીણ હતી, એટલે તે ગુણદોષ સ્હમજી શકી. નરહરિને સંગીત પ્રિય હતું. પણ તેની ઝીણી ખાંચખુંચ જાણી શકતો નહી.

"આજ બહુ આનંદ થયો, વ્હાલી અહીંથી રેસ્ટોરાંમાં જઈશું ?" નરહરિએ કહ્યું.

મંજરી—ના, વ્હાલા. હજી સંગીતની મઝા તો લ્યો.

તેઓને ગાયનમાં રસ પડયો. ઉત્તર હિંદમાં ગાયનકળા વધારે ખીલેલી છે. એજ વિભાગની આ સંગીત કરનારી કન્યા હતી તેના મધુર કંઠથી નીકળેલું ગાયન સાંભળી, પ્રસન્ન થઇ, તેઓ રેસ્ટોરાંમાં ગયાં. ત્યાં ખાન-પાનની અચ્છી મઝા ઉઠાવી ઘેર આવ્યાં. મંજરી શ્રમિત થઇ ગઇ હતી. પણ નરહરિમાં નવીન જોમ આવ્યું હતું.

મંજરી—મને સુઈ જવાની રજા આપશો ?

નરહરિ—આજ સુવાનું કેવું ! આજે તારા આનંદનો અલભ્ય લાભ લેવો છે.

મંજરી—નાથ, કૃપા કરી મને સુવા દો. મારી આંખો બળે છે, વાંસામાં સણકા આવે છે. આટલી રાત્રિ હું આરામ લઇશ એટલે કાલ તબીયત ઠેકાણે આવશે.

નરહરિ નવીન ઉલ્લાસમાં આવ્યો હતો. પણ મંજરીને "સુઇ જા મારા નાજુક પક્ષી." એમ બોલી તેણે સુવાની રજા આપી. જતે જતે મંજરીના કબજામાંથી પૈસા રાખવાનું પાકીટ પડી ગયું. નરહરિએ તે લઈ ઉપાડયું. અંદર બે ચાર સોવરીન, એક સો રૂપીઆની નોટ, બે ચાર દસ દસ રૂપીઆની નોટ, પાંચ રૂપીઆ રોકડા ને બે રૂપીઆનું પરચુરણ હતું. તે તેણે બ્હાર કહાડી ગણવા માંડયું. પાકીટના ખુણામાં એક સેકંડ ક્લાસની

ટીકીટનું અડધીયું હતું. તેમાં અલ્હાબાદથી શાંતિપુર એમ લખ્યું હતું. તેના ઉપર તારીખ અઠવાડીઆ ઉપરની હતી.

નરહરિ—મંજરી આ ક્યાંથી? તું આટલા બધા દિવસથી અલ્હાબાદ આવી લાગે છે.

મંજરી પથારીમાં પડગે પડયે ધ્રુજતી હતી. "વ્હાલા મને ટાઢ વ્હાય છે તાવ આવે એવું લાગે છે."

નરહરિ વ્હેમાયો. તે ગુસ્સાથી બોલ્યો.—"મંજરી હું તને ભોળી સ્હમજતો. પણ હવે મને તારી કળા માલમ પડે છે.

મંજરી—નાથ, ઇશ્વર સમક્ષ કહું છું કે તમારા સિવાય મારો બીજા તરફ પ્રેમ નથી.

નરહરિ શાંત થયો. "તું ક્યાં રહી હતી તે કહે?" તે બોલ્યો.

મંજરી—તમને મારા ઉપર શ્રદ્ધા હોય તો આટલી રાત્રિ શાંત નિદ્રા લ્યો. સ્હવારે હું હકીકતથી વાકેફ કરીશ.

નરહરિને ઘણો ક્રોધ ચ્હડયો હતો. પણ તે તેણે દબાવી દીધો. તે કંઇ પણ બોલ્યા વગર પોતાના સુવાના ખંડમાં ચાલ્યો ગયો.

તે આખી રાત્રિ મંજરીએ ગુપ્ત રીતે આક્રંદ કર્યું, ને ઇશ્વરની પ્રાર્થના કરી. રખેને તે પતિનો પ્રેમ ગુમાવે નહીં એ ચિંતામાં તે આખી રાત્રિ ઝુર્યા કરી.

---

## પ્રકરણ ૨૦ મું.

### મહમદ.

મહમદને ત્યાં મંજરી ગઇ હતી ને ત્યાં શું બન્યું તે હકીકત જાણવા જેવી છે. મહમદને સરકારમાં સારૂં માન હતું. તે દાખલ થયો કે અલ્પ સમયમાં તેની આહોશીને લીધે જુનીઅર કલેક્ટર નીમવામાં આવ્યો. ને ત્યાંથી અલ્હાબાદ સેક્રેટેરીએટમાં તે સીનીઅર કલેક્ટર અને પછી સેક્રેટરી નીમાયો. આ પ્રમાણે તેનું જાહેર જીવન પ્રશંસનીય નીવડયું, અંતર જીવનમાં તે બહુ નિરાશ રહેવા લાગ્યો. કલાકોના કલાક સુધી તે મંજરીની છબી સ્હામું જોઇ એકાન્તમાં બેસી રહેતો. તેની માતા તથા પિતા તરફથી વારંવાર લગ્ન માટે લખવામાં આવતું.

એકવાર (તેની માતા) અમીના જાતે આવીને આગ્રહ કરી ગઇ

હતી પણ મહમદ પોતાના વિચારોમાં મક્કમ રહ્યો. ઉમરાવ કુળની કન્યાઓને માટે માગાં આવ્યાં. સ્હામી છબીઓ મોકલવામાં આવી, પણ તે કશાની અસર મહમદ ઉપર થઇ નહીં.

શાંતિપુરના જાગીરદારે રચેલા તરકટને લીધે નરહરિ સસપેન્ડ થયો હતો. તે પોતાનો કેસ રજુ કરવા એકલો અલ્હાબાદ ગયો તેને બીજે દિવસે મંજરી અલ્હાબાદ ગઇ. તે સમજતી હતી કે સ્વરૂપ ગંભીર હોવું જોઇએ નહીં તો એકદમ સસપેન્ડ થયાનો હુકમ આવે નહીં. મહમદ સિવાય તેમનું બીજું કોઇ સ્નેહી નહતું. તે મંજરીના વિચારમાં તલ્લીન બેઠો હતો. ત્યાં મુખ ઉપર બુરખો નાખી મંજરી તેની પાસે ગઇ. મહમદ અજાયબ થયો. મંજરી તેની સન્મુખ આવીને ઉભી એ શું ? પોતે સ્વપ્નામાં છે, કે જાગ્રત છે તેનું ભાન ન થયું ! હર્ષથી તેના રોમાંચ ઉભાં થયાં.

"મંજરી" તે ઉત્સાહપૂર્વક બોલ્યો, તું અહીં ક્યાંથી ?"

તેના ખાનગી ઓરડરલીઓ ને બટલર વિગેરે અજાયબ પામ્યા. અત્યાર સુધી કોઇ સ્ત્રી તેની પાસે આવતાં જોએલી નહી તેથી તેઓને નવાઈ લાગી. આ પારસી ઢબના ડ્રેસવાળી, મ્હોંએ બુરખાવાળી હિંદુ સ્ત્રી કોણ હશે તેમ તેઓ કુતૂહલથી તેના ભણી જોવા લાગ્યા, અને વાસીદું વાળવાનું, સાફ કરવાનું નિમીત કહાડી આમતેમ ફરવા લાગ્યા, ને તે કોણ છે તે જાણવા ઉત્સુક બન્યા.

"મહમદ" તે ખીન્ન વદને બોલી "તું અંદર આવ મારે તને ખાનગી વાત કરવી છે."

તેઓ બંને અંદરના ખંડમાં ગયા. ત્યાં મંજરીએ પોતાની ભવ્ય છબી ઉપર સુગંધમય હાર લ્હડેલો જોયો. આ ખંડમાં પોતાની અને મહમદની જુદી જુદી છબીઓ, સુંદર ફ્રેઈમમાં લટકતી નીચે જોઇ. તેની નકલો મંજરી પાસે હતી, પણ નરહરિના વ્હેમી સ્વભાવને લીધે તે બ્હાર મુકતી નહિં.

"મહમદ" મંજરી બોલી, "મારી છબીઓને આમ જાહેર લટકાવવાનો તને શો હક છે ! જો નરહરિ જોશે તો મારા ઉપર નાહક વ્હેમાશે"

મહમદ—મંજરી તું ક્રૂર ન થા. તું જતી રહી પણ તારી છબી રાખવાનો મને હક છે. તું અહીંયાં કેમ આવી ? નરહરિ ક્યાં છે !

મંજરીએ બધી હકીકત કહી સંભળાવી. " મહમદ અમારી લાજ રાખનાર તું છે, તેઓ અહીં આવ્યા છે, ને ક્યાં ઉતર્યા છે તેની મને ખબર નથી. "

મહમદ—આપણે તેમને બોલાવીશું ?

મંજરી—એ વિચાર જવા દેજે. હું અહિં ગુપ્ત રીતે આવી છું. હું જાણું છું કે તેમના ઉછાંછળા સ્વભાવથી બધી બાજી બગાડે એવા છે માટે તું સહાય કર.

મહમદ—આશ્ચર્ય છે કે મને કશી ખબર નથી. તજવીજ કરતાં વખત જશે.

મંજરી—નરહરિના હિત ખાતર તું કહીશ એટલા દિવસ હું તારી સાથે રહીશ. પ્રથમતું તજવીજ કરાવ કે તેઓ ક્યાં છે ? તે ખબર પડે આપણે એમનું ગુપ્ત રીતે રક્ષણ કરીશું.

મહમદ બહારના ખંડમાં ગયો, ને ટેલીફોનથી પોલીસ ખાતાના ગુપ્ત અમલદારને પોતાની પાસે બોલાવ્યો અને નરહરિની તજવીજ કરવા કહ્યું. બે કલાકમાં તે પત્તો લઇને આવ્યો, ને કહ્યું કે અમુક સ્થળે તેમણે મુકામ કર્યો છે.

મંજરી—તેમની તબીયત તો સારી છે ને ?

અમલદાર—હાજી. તેઓ વિચારશીલ અને ઉદાસ લાગે છે.

મહમદ—તેમની તજવીજ રાખજે ને ગુપ્ત રીતે રક્ષણ કરજે.

અમલદાર—જી, બહુ સારૂં, સાહેબ.

મહમદ—મંજરી, તું આનંદથી આ ઘરમાં રહે. ઈંગ્લંડના રમણીય દિવસોનું સ્મરણ તારા આવવાથી તાજું થયું છે.

મંજરી—મહમદ, તું સેક્રેટરીએટમાં જઈ તપાસ તો કર કે નરહરિને માથે શું તહોમત છે ?

મહમદ—આજ ઓફીસમાં જઇ, પ્રથમ તે બાબતની તજવીજ કરવાનો છું.

મહમદે મંજરી માટે ઉત્તમ પ્રકારનું ભોજન બનાવરાવ્યું. મંજરી મહમદના રસોઇયાના હાથનું જમતી નહતી, તેથી બ્રાહ્મણ રસોઇયો બોલાવ્યો હતો. મહમદના ઓફીસ ગયા પછી મંજરી બપોરે શાંતિથી નિદ્રાવશ થઇ. ઘણા દિવસનો થાક ને ઉચાટ આજ શાંત થયાં હતાં. સહજે જાગ્રત થઇ તે વખતે ચ્હા, ફ્રુટસ, વિગેરે તૈયાર હતું. તે લઇ મંજરી

દિલરૂબા બજાવવા બેઠી. તેના સ્વરના રણુમરથી આસપાસના લોકની ઉત્સુકતા જાગ્રત થઇ કે આ શુન્ય બંગલામાં ગાયન ધ્વની ક્યાંથી ? સાંજે મોડો મહમદ આવ્યો. તે ગંભીર દેખાતો હતો.

" કેમ મહમદ, " મંજરીએ ઉત્સુકતાથી પુછ્યું, " કંઇ ખબર પડી કે ? ":

મહમદે ઇશારાથી હા કહી. તેઓએ ચ્હા પીધા પછી, દિવાનખાનામાં સાથે ગયાં.

મહમદે વાત ઉપાડી. " મંજરી, કેસ ગંભીર છે. મેં ચીફ સેક્રેટરી સાહેબને પુછ્યું, ત્યારે એમણે ખંચકાતે જવાબ આપ્યો કે શાંતિપુરના જાગીરદાર તરફથી નરહરિ ઉપર ઘણા આરોપ મુકાયા છે. કેટલાક પુરાવામાં તો તું પણ સંડોવાયલી છે. "

મંજરી—એમકે ? ત્યારે કેસ ગંભીર છે, ખરૂં વારૂ ?

મહમદ—ખાનગી તપાસ થયા પછી પબલીક પ્રોસીક્યુશન થાય એવો સંભવ છે.

મંજરી—તું આટલા મહાન દરજ્જે હોય ને મારા પતિનું " પ્રોસીક્યુશન " થાય ! એ કેમ બને !

મહમદ—આજ રાત્રીએ મેં છુપી પોલિસના અમલદારને બોલાવ્યો છે. તેની જોડે મારે શાંતિપુર જવું પડશે, તું અહીં રહેજે.

મંજરી—કોઇ પણ રીતે નરહરિનો વાળ વાંકો થવો ન જોઇએ.

મહમદ—ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખ. તું હિંમત ધરીને અહીં આવી તે સારૂં થયું નહીં તો કદાચ બાજી બગડત.

તે રાત્રિએ મહમદે છુપી પોલીસના અમલદાર જોડે મસલત કરી. બીજે દિવસે ગુપ્ત રીતે તેઓ શાંતિપુર ગયા. મંજરી મહમદને ત્યાં રહી.

મહમદે જાગીરદારને બોલાવ્યો ને ખોટી રીતે નરહરિને સતાવવા માટે ધમકી દીધી, ને સરકારમાં લખી જાગીર જપ્ત કરવામાં આવશે એવો ભય બતાવ્યો. જાગીરદાર મ્હાત થયો. તે મહમદને પગે પડયો ને પોતાને માફી બક્ષવા લખ્યું.

મહમદ—' નરહરિ અને મંજરી નિર્દોષ છે. ખાનગી વૈર વાળવા મેં આ તરકટ કર્યું હતું,' એમ લખી આપ.

જાગીરદાર તે પ્રમાણે લખી આપવા કબુલ થયો, ને લખી આપ્યું. મહમદે તે બદલ તેને માફી બક્ષી, અને ફરી આવા પ્રપંચ રચવા નહીં એવી સૂચના આપી.

મહમદ છુપી પોલીસના અમલદાર સાથે તુરત અલ્હાબાદ પાછો આવ્યો, અને ચીફ સેક્રેટરીને બધી હકીકતથી વાકેફ કર્યો. જે ઉપરથી નરહરિ ઉપરનો કેસ ઉડી ગયો.

આ હકીકત જ્યારે નરહરિએ જાણી ત્યારે તેને મંજરી માટે બહુ માન ઉત્પન્ન થયું, ને તેને પાસે બોલાવીને સ્નેહભરી રીતે બોલ્યો—"વ્હાલી મને ક્ષમા કર. તું અને મહમદ મારાં ખરાં મિત્ર ઠર્યાં છો. હું મહમદ ઉપરનો રોષ છોડી દઉં છું. વ્હાલી, અવિચારી શબ્દો માટે ક્ષમા કરજે.

મંજરી—પ્રેમલ મંજરી-ને આટલા શબ્દો બસ હતા. તે પતિને પગે પડી. "વ્હાલા, તમારી રજા સિવાય હું અન્ય પુરૂષના ઘરમાં રહી તેને માટે ક્ષમા કરજો."

"મંજરિ, મંજરિ," તે બોલ્યો, "ઉભી થા. તું મને ક્ષમા કર અને હું તને ક્ષમા કરૂં."

પતિ પત્ની ઘડીભર પ્રેમની પરિસીમાએ પહોંચ્યાં. "મંજરી," નરહરિ બોલ્યો: "આપણે મહમદ પાસે જવું જોઇએ."

મંજરી—વ્હાલા, મહમદ પાસે જવામાં વાંધો નથી. પણ તે કેટલેક અંશે ગાંડો છે. તે મારી છબી પાછળ ગાંડાઇ કરે છે. એ દેખાવ તમારી નજરે પડશે તો તમે પુનઃ ક્રોધાયમાન થશો ને હું તમારો પ્રેમ ગુમાવી બેસીશ.

નરહરિ—મંજરિ ! તેં હદ કરી. વ્હાલી, મહમદ તને બ્હેન તરીકે પવિત્ર ભાવથી જુએ છે એમાં મારે ઇર્ષ્યા લાવવા કાંઇ જરૂર નથી. આમ પતિ પત્ની વાતમાં નિમગ્ન થયાં હતાં ત્યાં દોડતો ઘોડેસ્વાર મોટાર લઇને ત્યાં આવ્યો ને મંજરીને કહ્યું કે "સાહેબ (મહમદ) મોટારમાંથી પડી ગયા છે ને સખ્ત વાગ્યું છે. તેઓ તમને યાદ કરે છે." એક ક્ષણ ગુમાવ્યા વગર પતિપત્ની મોટારમાં બેઠાં ને મહમદને ઘેર ગયાં.

આ વખતે મહમદ અર્ધો ભાનમાં અને અર્ધો બેભાનમાં હતો. મંજરીએ તેની પાસે જઇને બોલાવ્યો.

દાક્તર—બાઇ, એમને વાત કરવા દેવાની મનાઇ છે.

મંજરી—દાક્તર સાહેબ, માફ કરજો. એક બે વાત એમને કરવી હતી.

દાક્તર—બાઇ, તેમ કરવા દેવાનો સંભવ નથી. મેં સાહેબના માતા-

પિતાને તાર કર્યો છે. તે તમને યાદ કરતા હતા તેથી તમને બોલાવ્યા છે. તમે એકલા એમની પાસે બેસો.

મહમદ તે સ્હવારના મોટરમાં બેસી ફરવા ગયો હતો. સ્હામેથી ઘોડા ગાડી દોડતી આવતી હતી. તેના બે ઘોડા મોટરના સ્વરથી ચમક્યા. શોફરે મોટાર અટકાવવા ઘણો યત્ન કર્યો. પણ અટકી નહી. મહમદ અંદરથી કુદી પડયો, પણ તેમ કરતાં તે પડખેની ખાડીમાં જઈ પડયો, જ્યાં તેને પત્થર વાગવાથી માથામાંથી પુષ્કળ લોહી નીકળ્યું ને તેને બેભાન સ્થિતિમાં ઘેર લાવવામાં આવ્યો, તે મંજરીનું નામ દેતો હતો. પોલીસ અમલદાર જે તેની જોડે શાંતિપુર ગયો હતો. તે મંજરીને ઓળખતો હતો. અને તેણે સ્વાર જોડે મોટાર મોકલી જેમાં તે આવી પહોંચી.

નરહરિ મહમદ પાસે ગયો નહતો, પણ બ્હારથી તેની ખબર રાખ્યા કરતો હતો. મહંમદની સ્થિતિ ઘણી ભયંકર થવા લાગી. બે દિવસમાં જલ્લાલુદ્દિન, અમીના અને મધુકર આવી પહોંચ્યાં. એક અઠવાડીએ મહમદ બરોબર શુદ્ધિમાં આવ્યો ને શક્તિ આવતાં પંદર દિવસ થયા. દાકતરે એક મહિનો આરામ લેવા કહ્યું. જલ્લાલુદ્દિનને મહમદની માંદગીથી મનને બહુ અસર થઈ હતી. ને તે આઠ દિવસમાં ઘણો વૃદ્ધ જણાયો. અમીનાથી પણ અશક્તિને લીધે કામ થઈ શકતું નહતું. એકલી મંજરી પહોંચી વળે એમ નહતી. તેથી શાંતિપુરથી સકીના નામની નર્સને બોલાવી હતી.

સકીના ખાનદાન કુટુંબની હતી. તેનાં માતપિતા મૃત્યુ પામ્યાં હતા તેથી તે કુંજબાલાના અનાથ આશ્રમમાં રહેતી. જ્યાં રહી તે 'નર્સ' નું કામ કરતી.

સકીનાએ મહમદની સારી બરદાશ કરી. નરહરિ અને મંજરી શાંતિપુર ગયાં કારણ નરહરિને નોકરી ઉપર હાજર થવાનું હતું. નરહરિ મહમદ જોડે પુરી વાત કરી શક્યો નહતો. એક ફેરી તેણે એકાંતમાં મહમદનો ઉપકાર માન્યો, જેનો સ્મિત માત્રમાં તેણે ઉત્તર આપ્યો હતો.

સકીના મહમદને પ્રિય થઈ પડી. સકીના વગર તેને ચેન ન પડતું. વૃદ્ધ અમીનાને આ વાત પસંદ ન પડતી, પણ જલ્લાલુદ્દિન કહેતો કે મારા છોકરાને જીવિતદાન આપનાર પહેલે નંબરે મંજરી ને બીજે નંબરે સકીના છે.

મહમદની તબીયત સુધરી એટલે મધુકર નિર્મળ ગામ ગયો, અને કાંઈ કામસર અમીનાને મુંબાઈ જવું પડયું. આ અરસામાં મહમદની પ્રીતિ સકીના ઉપર વધવા માંડી.

સકીના વીશ વર્ષની, મનોહર, ખુબસુરત પણ સાદી સુંદરી હતી. કુંજબાલાના અનાથ આશ્રમના પવિત્ર સિદ્ધાંતો તેના મનમાં ઠસ્યા હતા. મહમદની જોડે ઘણી મર્યાદાથી વર્તતી. મહમદથી હમણાં લખવાનું કે વાંચવાનું કામ થઇ શકે એમ નહતું. તેને સકીના વાંચી સંભળાવતી. મહમદે વધારે રજા લીધી, અને સકીનાના હુંફાળા સહવાસમાં ને મંજરીને ભુલવા લાગ્યો, અને તેના પ્રેમમાં લુબ્ધ થયો.

સકીના જાણતી કે, પોતાના જેવી એક અનાથ આશ્રમની બાલિકાને મહમદ કદી પરણશે નહીં. તેથી મહમદના પ્રેમ ભર્યા વચનો તરફ તે દરકાર ન કરતી. માંદાની સેવા કરવી એવા ધાર્મિક વચનથી તે બંધાયલી નહત તો તે મહમદને છોડીને પાછી નિર્મળ ગામ જાત પણ તેમ બની શકે તેમ નહતું.

"સકીના, આજ દાક્તરે મને બ્હાર ફરવા જવાની રજા આપી છે, તું મારી સાથે આવીશ." તેણે સપ્રેમ સકીનાને કહ્યું.

સકીના—જી, માફ કરો. એકાંતમાં અગર ઘરમાં આપની સેવા કરવા બંધાયલી છું. પણ બહાર તો નહીં આવું.

મહમદ—જગતનો ડર લાગે છે '

સકીના—જગતનો અને જગતના નાથનો, બન્નેનો ડર લાગે છે.

મહમદ—સકીના, હું તારી પવિત્ર ભાવનાઓને સારી રીતે સ્હમજું છું. તેં મારી એવી બરદાસ કરી છે કે હું તારો અત્યંત ઉપકાર તળે છું.

સકીના—જી, મારી એ ધાર્મિક ફરજ છે. સ્વર્ગસ્થ માતુશ્રી કુંજબાળાના પવિત્ર આશ્રમમાં હું ઉછરી છું, ને ત્યાં એ પવિત્ર સિદ્ધાંતો શીખી છું.

મહમદ—તને મારી પત્ની બનાવું તો ?

અણધાર્યા આ ઉદ્‌ગારથી સકીના શરમાઇ ગઇ. તેના અંતરમાં મહમદની મૂર્તિ રમી રહી હતી પણ બન્નેની વચ્ચે સ્થિતિ ( Position ) નો એટલો અંતર હતો કે લગ્નની વાત સંભવિત નહતી.

મહમદ—મારી જોડે ગાડીમાં ફરવા ચાલ. હું મારૂં અંતઃકરણ ખાલી કરવા માગું છું.

સકીના કાંઇ પણ બોલ્યા વગર મહમદ જોડે ફરવા ગઇ. ગાડી ધીરે ધીરે ત્રિવેણી સંગમને માર્ગે ચાલી. કવર ચ્હડાવી દીધું હતું, અને પવન ન આવે માટે પડદા ચ્હડાવવામાં આવ્યા હતા.

સકિના, ઈંગ્લંડમાં મનોહર ઇંગ્લીશ કન્યાઓ, તેમ હિંદની અનેક રમણીઓ મારૂં અંતઃકરણ જીતી શકી ન હતી. મંજરી તરફ મને મોહ હતો, પણ તે હવે નષ્ટ થયો છે. સકીના, તેં મારૂં અંતઃકરણ એટલું જીત્યું છે કે તારા વગર મારાથી રહી શકાશે નહી " મહમદે કહ્યું.

સકીના કાંઇ બોલી નહીં. ક્રીડાવિકારથી તેનું મુખ લાલ થઇ ગયું હતું!

"સકીના, તારો શો વિચાર છે? તુ જો કબુલ થાય તો હું મારો વિચાર અમલમાં મુકું," મહમદ બોલ્યો. ગાડી યમુના નદીના કિનારા ઉપર ચાલતી હતી. પવન મંદ મંદ વ્હાતો હતો. અહીં આગળ પડદો ઉઘાડો મુકવામાં આવ્યો હતો.

સકીના—મહમદ, તમે શુદ્ધ ભાવથી મારી જોડે લગ્ન કરવા માગતા હો તો હું તૈયાર છું. તમારા જેવા પતિ મેળવવાને હું કયાંથી ભાગ્યશાળી થાઉં! પણ તમારા માતપિતા હા કહેશે?

મહમદ મુંગો બેઠો. "તેની તારે ચિન્તા નહીં!"

"સકીના—મહમદ . હું તમારી છું."

મહમદના હર્ષનો પાર ન રહ્યો. સકીના આનંદિત બને એમાં નવાઇ ન હતી. આ બનાવને થોડા દિવસ વીતી ગયા. સકીનાએ મહમદની સારી બરદાસ કરી જેથી થોડા સમયમાં મહમદની તબીયત બરોબર સુધરી ગઇ. તે તદ્દન સાજો થઇ ગયો.

વૃદ્ધ માતપિતાને ઘણો આનંદ થયો. મહમદ સાજો થયો તે નિમિત્ત તેને અલ્હાબાદમાં મ્હોટી પાર્ટી આપવામાં આવી હતી. તે વખતે સકીના સુંદર સ્વાંગમાં મહમદ જોડે ફરતી હતી.

એક સ્હાંજના મહમદે તેની માતાને પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી.

"અમ્મા," તેણે કહ્યું "મારે સકીના જોડે લગ્ન કરવું છે"

અમીનાએ જલાલુદ્દિનના સ્હામું જોયું. "કેમ મારૂં અનુમાન ખરૂં પડયું કે?"

જલાલુદ્દિન હસ્યો.

અમીના—ભાઇ ઇશ્વરે તને જીવતો રાખ્યો, તો તું જે માગે તે તને આપવું જોઇએ. તારી ઇચ્છામાં અમારે આડે આવવાની કાંઇ જરૂર નથી. જેમ તારૂં ધ્યાન પહોંચે તેમ કર.

પંદર દિવસમાં અલ્હાબાદમાં કાંઇ પણ ધાંધલ વગર સકીનાનું લગ્ન

મહમદ જોડે થયું. આ પ્રસંગે મધુકર ને ઢેંડુપંત હાજર હતા, મંજરી તથા નરહરિ આવી શકયાં ન હતાં પણ મંજરીએ હિરાની વીંટી સકીનાને લગ્નભેટ તરીકે મોકલી હતી.

લગ્ન થયા બાદ મહમદે મંજરીવાળી બધી છબીઓ કબાટમાં મુકાવી દીધી ને આખા ખંડમાં પોતાની અને સકીનાની છબીઓ ગોઠવી દીધી. તે પોતાની નોકરી ઉપર હાજર થઇ ગયા

## પ્રકરણ ૨૧ મું.

### નવજીવન.

નરહરિએ શાંતિપુરમાં પોતાની જગ્યાનો ચાર્જ બાબુ પાસેથી સંભાળી લીધો, લોકોએ માનમાં પાર્ટીઓ આપી. મિત્રો તરફથી મુબારકબાદીના પત્રો આવ્યા. આ પ્રમાણે એક મહિનો વીતી ગયો. બધું વાતાવરણ શાંત થયું, કેટલેક અંશે વાત ભુલાઇ પણ ગઇ.

એક રાત્રિએ મંજરી પોતા ખંડમાં ન્યુસપેપર વાંચતી હતી, ત્યાં નરહરિ તેની પાસે આવ્યો.

"સકીનાનું હું ધારતી હતી તેમ થયું, મહમદ તેની જોડે લગ્ન કરશે એમ લાગે છે. અમીનાનો મારા ઉપર પત્ર હતો," મંજરી બોલી.

નરહરિ—ઘણું સારૂં.

મંજરી—પણ અમીનાને તે પસંદ નથી ને?

નરહરિ—વૃદ્ધ જનોના મત સ્હામું ઝાઝું જોવાનું નથી. મહમદ સકીનાને પરણશે તો બન્ને સુખી થશે. તને પણ ભુલી જશે.

મંજરી શરમાઇ ગઇ, ને નીચું જોયું.

નરહરિ—હું તને એક અગત્યની વાત કહેવા આવ્યો છું. મારી ઇચ્છા નોકરી મુકી દેવાની છે.

મંજરી—પછી?

નરહરિ—કંઇક સ્વતંત્ર ધંધો કરવો છે.

મંજરી—ફાવી શકશો?

નરહરિ—અનેક માણસો ફાવે છે તો હું કેમ નહીં ફાવું?

મંજરી—મને તમારી શક્તિ વિષે શંકા નથી પણ અમલની નોકરી મુકી, તમારાથી વ્યાપારી જીવન ગાળી શકાશે ?

નરહરિ—નોકરી ઉપર મને ઘણો મોહ હતો. પણ તે પ્રસંગ પછી મને લાગ્યું કે મારે નોકરી ન કરવી. મહમદે મદદ કરી ન હોત તો અત્યારે મ્હારી કેવી કફોડી સ્થિતિ હોત !

મંજરી—તમે કઈ લાઇન લેવા ધારે છો ?

નરહરિ—થોડી જમીન લઇ ખેતી કરાવવી, અને સાહિત્ય સેવા કરવી.

મંજરી—હું તમારા વિચારને મળતી છું. પણ મીઠારામભાઇ તથા જીવકોર બ્હેનનો મત લીધો છે !

નરહરિ—પિતાએ મીઠાઇની દુકાન તો ગુમાવી દીધી છે. નીલમાં ચાલીનાં ભાડાં ઉપર તેઓ આજીવીકા ચલવે છે. હું મારી બાબતમાં તેમની સલાહ નથી લેતો.

મંજરી—જેવી ઇચ્છા. મારા પિતા તરફથી મને મળેલું છે તે તમારૂં છે. તેનો ઉપયોગ કરજો.

નરહરિ—મંજરી, હું સ્વાશ્રયથીજ કમાવા માંગુ છું. નોકરીનીપરાધીનતાથી અગર અન્ય દ્વારાએથી મળેલા દ્રવ્યથી હું આજીવિકા ચલાવવા નથી માંગતો.

મંજરી—મારૂં છે તે તમારૂંજ સ્હમજજો, વ્હાલા.

નરહરિ—વિપત્તિ પડશે અગર હું અટકી પડીશ તો તેનો ઉપયોગ કરીશ. પણ ત્યાં સુધી હું સ્વાશ્રયથી રહેવા માંગું છું.

મંજરી—જેવી ઇચ્છા.

નરહરિ—મેં ઘણા દિવસ ઉપર રાજીનામું મોકલી આપ્યું હતું તે મંજુર થઇને આવી ગયું છે.

મંજરી સાશ્ચર્ય મ્હામું જોઇ રહી.

અહીંથી ત્રણ ગાઉ ઉપર તારાનાથ મિત્ર નામના એક જાગીરદાર પાસેથી એક ન્હાનો વાડી અને તેમાં રહી શકાય એવું ન્હાનુ ઘર ખરીદ્યું છે. દસ્તાવેજ પણ થઇ ગયો છે.

"આટલું બધું મારાથી છાનું રાખ્યું !" મંજરી કિંચિત્ ક્રોધથી બોલી.

"વ્હાલી" નરહરિ બોલ્યો, "હું એમ જાણતો કે તું આ હકીકતથી વાકેફ થઇશ એટલે દિલગીર થઇશ."

મંજરી—વ્હાલા, આટલાં વર્ષ સાથે રહ્યાં, પણ તમે મ્હારૂં અંતઃકરણ ન સ્હમજી શક્યા ? તમારી ઇચ્છા એજ મારી ઇચ્છા સમજજો.

નરહરિને આનંદ થયો.

નરહરિ—મ્હારી ઇચ્છા હાલ ગુપ્ત રહેવાની છે.

મંજરી—ગુપ્ત શા માટે રહેવું ? તમારી ઇચ્છા મારા પિતાને તેમ તમારા માતપિતાને દર્શાવવી.

નરહરિ—એમ કરીશું ? એમનાં કટુવચનો સાંભળવાં નહી પડે !

મંજરી—જેમને જેમ ફાવે તેમ બોલે, તેની બીલકુલ દરકાર ન કરવી.

નરહરિના રાજીનામાની વાત વાને વેગે ફેલાઇ. લોકોનો તેના ઉપર ભાવ વધ્યો. જે લોકો એની નિંદા કરતા, જે લોકો એના તરફ ઇર્ષ્યાથી, દ્વેષથી જોતા. તે બધા તેને માન આપવા મળ્યા.

"ભાઇઓ" નરહરિ બોલ્યો, "હું તમારી પડોશમાંજ રહેવાનો છું. તમારામાંનો એક બનવાનો છું."

લોકોએ તેના માનમાં એક જલસો કર્યો. તે કર્યા બાદ સામાન ફેરવવાનું કામ ચાલ્યું.

"મારે એક પણ સરકારી ચીજ વાપરવી નથી. હું લોકોનાં વાહન ભાડે કરીશ," એમ કહેવાથી દસ પંદર ગાડાં સામાન માટે લોકોએ હાજર કરી દીધાં, તેમાં તેણે બધો ફરનીચર મોકલી આપ્યો.

તે તેના "રીલીવર" ની રાહ જોતો હતો તેજ બંગાળી બાબુ તેની જગ્યાએ નીમાયો. તેને ચાર્જ આપ્યો. ને પતિપત્ની સીગરામમાં બેસી પોતાની જાગીરમાં રહેવા જવા નીકળ્યાં.

"નરહરિભાઇ," તેમનો વૃદ્ધ પાડોસી બોલ્યો," મહેરબાની રાખજો"

નરહરિ—વારૂ, પરશોતમ કાકા. જતે આવતે આપણા બગીચામાં જરૂર પધારજો.

ન્હાની કમળા હાથમાં કંકુની પ્યાલી લઇ આવી.

કમળની કાકી હાથમાં લાકડી લઇ ઉધરસ ખાતાં આવી પહોચ્યાં તે વ્હાલ સોઇ વૃદ્ધાને દમનો આજાર હતો. પણ મંજરીને વળાવવા આવી.

"કમળી," પહેલો કર્ષ તારા કપાળમાં ચાલ્લો ને પછી મંજરી

બ્હેન ને નરહરિભાઇને ચાંલ્લો કર્યો ને લે આ રૂપિયો ને નાળીએર આપ તેમને.

નરહરિ ગળગળો થઇ ગયો, "કાશની કાકી, તમે શું કામ તસ્દી લીધી ! રૂપિઆને નાળીએરની શી જરૂર છે."

પરશોતમ—ના, ભાઇ, ના પડાય નહીં. એતો શુકન કહેવાય.

આ પ્રમાણે શાંતિપુરમાં વસતી ગુજરાતી પ્રજાએ ઘણા ભાવથી પતિ પત્નિને વળાવ્યાં. લોકોએ તે દંપતિનો જય બોલાવ્યો ને ગામના ઝાંપા સુધી વળાવવા આવ્યા. ઝાંપે સરઘસ ઉભું રાખ્યું. પતિપત્ની ઉતર્યાં, ને લોકોને હાથ જોડીને પગે લાગ્યાં. લોકો સ્હામાં પગે લાગ્યાં ને પુનઃ તે વાહનમાં બેસી આગળ વધ્યાં. બે કલાકમાં તેઓ પોતાના નવા મકાનમાં આવી પહોંચ્યાં.

આખા દિવસની મહેનતથી તેઓ શ્રમિત થઇ ગયાં હતાં. બંગલામાં પગીએ સુવાની સગવડ કરી હતી.

મંજરીએ આરામ લીધો. નરહરિ બે એક કલાકને અંતે બ્હારથી વ્યવસ્થા કરીને આવ્યો.

મંજરી નિદ્રાવશ થઇ ન હતી.

---

## પ્રકરણ ૨૨ મું.

---

### નૂતન સંસાર.

ડેપ્યુટી કલેકટરની નોકરીનું રાજીનામું આપ્યા પછી નરહરિએ શાંતિ-પુર પાસેની પોતાની ખરીદેલી જગ્યામાં રહેવા માંડયું. આ વખતે મંજરી પતિપરાયણા બની ને નરહરિનું મન કેવી રીતે ખુશી થાય તેવા દરેક જાતના પ્રયત્ન કરવા લાગી. અમલની નોકરી પોતાને પૂછ્યા વિના મૂકી દીધી હોવાથી જો કે મંજરીને મનમાં તો ઘણુંજ ખોટું લાગ્યું હતું પરંતુ પોતાનો ખેદ પોતાના મનમાંજ રાખીને કદી પણ તેણે શબ્દોચ્ચારથી અગર બીજી રીતે નરહરિ પાસે પ્રકટ કર્યો નહોતો. તેના મનમાં આશાઓ ઘણી હતી. નરહરિ આગળ જતાં કલેકટર થશે અને પૈસા વધારે એકઠા કરીને અમેરિકા જોવા જશે અને પછી બીજી વખત ઇંગ્લાંડ તથા કોચીનની-યુરોપ ખંડની રહેલ કરી આવશે. આવી આવી અનેક પ્રકારની ઇચ્છા અને

આશાઓ હતી. પણ તેણીની આ બધી આશા નરહરિના રાજીનામાથી ધૂળ મળી ગઇ નષ્ટ પ્રાય થઇ ગઇ. મનમાં ને મનમાં તે ઘણી હીજરાવા લાગી. અને તે ચિંતાની અસર તેના શરીર પર ધીમે ધીમે થતી ગઇ. અને તેથી જીર્ણ જ્વર અને ખાંસી લાગુ પડી ગયાં. પણ આ વાતનો તાવ તથા ઉધરસનો-ઇસારો સરખો પણ તેણે નરહરિ પાસે કર્યો ન હતો.

નરહરિ હાલમાં પોતાના કામમાંજ મશગુલ થએલો હતો. પ્રથમનો વિહારી નરહરિ તે રહ્યો નહતો. પણ તેના પિતા જીવકોરની સાથે પુનર્લગ્ન કર્યા પછી જેમ અનેક જાતના ધંધામાં માંથુ મારતા હતા, તેવીજ રીતે નરહરિ પણ ખેતીવાડીની સુધારણા માટે અનેક જાતના પ્રયત્નો કરતો હતો. ખેતરોમાં તેણે ઠેકાણે ઠેકાણે કુવાઓ ખોદાવરાવ્યા અને પછી પંપો મંગાવીને તેમાં ગોઠવ્યા કે જેથી ખેતરોમાં પાણી બધી તરફ પૂરૂં પડી શકે. વળી બેચાર હજાર કેળની ગાંઠો જુદી જુદી જાતની-સુનેરી, લીલી છાલવાળાં, લાલ કેળાં વીગેરેની ગાંઠો મંગાવીને એક તરફ વવરાવી હતી-તેમજ આફુસ, પાયરી, વીગેરે આંબાની કલમો પણ મંગાવીને રોપાવી હતી-તેમજ તેની સાથે બીજાં ફુલઝાડ પણ રોપાવ્યાં હતાં. સાથે સાથે ચોમાસામાં વરસાદ વખતે કમોદ, કપાસ, કઠોળ વગેરે વાવવાનું કામ ખેડુતો અને સાથીઓથી ચાલ્યુંજ જતું હતું. બેચાર વરસમાં તો કેળો તથા આંબા તથા રૂળાઉ ઝાડ પાકવાથી અને તેને ફળો આવવાથી નરહરિને ઘણોજ ફાયદો થયો. અને નોકરી મુકી દીધાથી જે દીલગીરી થતી હતી તે કેટલેક અંશે નાબુદ થઇ ગઇ.

નરહરિ વળી નવરાશના વખતમાં શાંતિપુરની પોતાનીજ કાઢેલી કલબમાં જતો હતો અને લોકોપયોગી કાર્ય કરવામાં અત્યંત ઉત્સાહ લેતો હતો. કોઇ પણ અધિકારીનો જુલમ થતો તો તેની સામે થવા માટે તે સૌથી આગળ થઇને ભાગ લેતો. આથી સરકારની આંખ તેના ઉપર રહેવા લાગી; અને જે માણસને સરકાર પોતાના અંગનોજ માણસ ધારતી હતી તેજ માણસને સરકાર હવે શકમંદ નજરથી જોવા લાગી. તેના દરેક ભાષણો વખતે જુદા જુદા પોશાકમાં ડીટેક્ટીવો હાજર થઇ જતા હતા સરકારી ખાતાના અમલદારોના સમૂહમાં તેનાં ભાષણો ઘણાજ રસથી વંચાતા અને તેમાંથી છિદ્રો શોધવા માટે પ્રયત્ન કરતા. પરન્તુ નરહરિ એવો કાંઇ અપરિપક્વ નહેતો કે તેના વિરૂદ્ધ મત દર્શાવનારાઓનો તે ભોગ થઇ પડે; તેણે એક વખત સજ્જડ ભૂલ ખાધી હતી; અને તે જાગી-

રદ્દાર સંબંધીની હતી. સરકારનું ભલું કરવા જતાં તે જાગીરદારનો દુશ્મન થયો હતો. હવે લોકોનું ભલું કરવા માટે તે સરકારનો દુશ્મન થયો હતો. આ બધી બાબતો મંજરીને બીલકુલ ગમતી નહોતી. મંજરી અમલદારીમાં ઉછરાયલી હતી. તેથી એને હમેશાં અમલ કરવો ગમતો હતો. જાગીરદારીમાં જોકે તેની પાસે માણસો વધારે હતા પરન્તુ સરકારી અમલદારી જેવો રોફ તો નહિજને ? એમ તેના મનમાં તે ધારતી હતી, અને ક્ષણે ક્ષણે તેને અસંતોષ થતો હતો. તેમાં વળી જ્યારથી નરહરિ સ્વરાજયનાં ભાષણો આપવા મંડયો ત્યારથી તો તે પોતે પણ જાણે સરકારનીજ ગુપ્તચર હોય નહિ તેમ તેનાં દરેક ખાનગી કામો અને હિલચાલ ઉપર નજર રાખતી હતી. આવી બધી ઘટનાથી પતિપત્નીનાં મન જુદાં થયાં. હૃદયમાં રહેલા સ્નેહને મળતી પરિપુષ્ટિ ઓછી થતી ગઇ અને તેથી તે સ્નેહદિપક ઘણોજ ઓછો ઝાંખો બળતો ચાલ્યો. પરન્તુ આ અરસામાં મંજરીને એક પુત્ર અને પુત્રી થઇ ગઇ હતી. તેના સહવાસમાં જ્યારે જ્યારે નરહરિ તરફથી તેને ઉદાસિનતા થાય તેવું કાર્ય થતું ત્યારે તે પોતાનાં બચ્ચાંને રમાડીને–તેને હરગળીને ખીલાવીને આનંદ લેતી હતી. છોકરાનું નામ આનંદવિહારી રાખ્યું હતું અને છોકરીનું નામ પુષ્પાવતી હતું.

એક દીવસ નરહરિની ઉપર મી. મગનલાલનો કાગળ આવ્યો. જેમાં તેણે લખ્યું હતું કે મારે આપની પાસેના શહેરમાં કંઇ કામ હોવાથી જવાનું છે તેથી વળતી વખતે આપની પાસે આવી જઇશ.

આ કાગળ નરહરિએ મંજરીને વંચાવ્યો. બીજા કોઇ કાગળો હવે તે મંજરીને વાંચવા આપતો નહિ. આનું કારણ શું હતું તે જો તે બનેને પૂછવામાં આવે તો તેમાંથી કોઇ પણ કહી શકશે નહિ. પણ ગમે તે પ્રકારે કહો, કે હાલમાં મંજરીના ગૃહકાર્યના પાસા બરાબર પડતા નહોતા એ તો સત્યજ.

કાગળ વાંચીને મંજરી બોલી " બહુ સારૂં. આ મગનલાલભાઇ તો કાંઇ જીવકોર બ્હેનના સગા થાય છે તેજ કે ? " પુષ્પાને રમાડતી રમાડતી મંજરી બોલી ' હા, આપણાથી તે મોટા છે. માટે આપણે તેમનો સારો સત્કાર કરવો જોઇએ. " એમ કહી નરહરિ પોતાના હંમેશના કાર્યમાં ગુંથાયો. બેચાર દિવસ પછી મી. મગનલાલ આવ્યા. અરસપરસ સત્કાર થયાં, વંદન થયાં અને પછી બીજી ત્રીજી વાતચિત થઇ. મીઠારામ અને જીવકોરને પરણ્યા પછી ટકટકારો ખૂબ થતો હતો. અને તેનો આકાર

અમારા પ્રોફેસર સાહેબે બતાવ્યો અને મારી મારફત તેમની પાસે રહેલી જાદુઈ વીંટી મોકલી," એમ વાતમાં ને વાતમાં મગન અને મંજરી જ્યારે બે એકલાં બેઠાં હતાં ત્યારે તે ભોળેભાવે બોલી ગયો. જાદુઈ વીંટીની વાત સાંભળી મંજરીના કાન ચમક્યા. પણ તે ઈંગ્લીશ લોકની સાથેના સહવાસના અનુભવથી પોતાનો ભાવ–તે બાબતની ઉત્સુકતા તેના મુખ ઉપર જણાવવા દીધીજ નહિ. ભોળો મગન તે તો ભોટજ હતો. આમ ભણેલો ગણેલો. એમ. એ. એલએલ. બી. થએલો અને એડવોકેટનો અભ્યાસ કરતો હતો પણ વેદીઆ ઢોર જેવો હતો અને ભોળાશ તો એટલી બધી હતી કે તેને ચાર વરસનું નાનું છોકરૂં પણ ધારે તો છેતરી જાય. બજારમાંથી કંઈ ચીજ લાવવાની હોય ત્યારે તે દુકાનદાર જેટલા પૈસા કહે તેટલાજ કંઈપણ રકઝક કર્યા સિવાય આપી દેવાની તેને ટેવ હતી. આ ટેવથી ઘણા માણસો તેને લેહેરીલાલા, અને અક્કલનો નમુનો કહેતા. ધીમે ધીમે મંજરીએ વીંટીની બધી વાત મગન પાસે કઢાવી લીધી. મગનને ચાહ પીવાની ટેવ ખૂબ પડી હતી, મુંબાઈમાં અભ્યાસ કરવાથી અને રેસીડેન્સીમાં સ્વતંત્રતામાં રહેવાનું હોવાથી તેને ઘડીએ ને ક્ષણે ચ્હા, ચ્હાને ચ્હા જો કોઈ કરી આપે તો તે કોઈ દીવસ ના પાડતો નહિ. આથી ચ્હા વધારે પીવાથી તેનું શરીર ખરાબ થઈ ગયું અને ડાકટરે સલાહ આપી કે જો ચ્હા છોડી નહિ દેવામાં આવે તો તમારે થોડાજ વખતમાં આ દુનિયાને છેલ્લી સલામ કરવી પડશે. મગન ચેત્યો પાછી ડાકટરની સલાહ લીધી, તેણે કોકો પીવાનો કહ્યો ને ત્યારથી મી. મગનભાઈ કોકો ઉપર સેલગરાહ કરવા લાગ્યા. પરંતુ સ્નેહીજીને ત્યાં ચ્હાનો આગ્રહ કરવામાં આવે તો કોઈ દીવસ પણ ના પાડતો નહોતો. આ બાબત કંઈ ઈસારો મગને પોતે પોતાની મેળેજ વાતમાં ને વાતમાંજ ભોળાસથી કરી દીધેલો તેથી યુક્તિ કરી. મંજરીએ રસોડામાં જઈને ચ્હા કરવા માટે ભટને કહી આવી અને તે સાથે ચણા ને મેંદાની ફરશી પૂરી ખાસ ઘીમાં બનાવવા માટે પણ કહ્યું. પાએક કલાક નહિ થઈ ત્યાંતો ભટજી ઢીંચણ સુધી પંચીઉં પહેરીને ચ્હાના બે પ્યાલા લઈને આવ્યા–"પૂરી ન લાવ્યા ? હશે. હજી થઈ નહિ હોય ? કાંઈ હરકત નહિ. તમે કરવા માંડો. પછી થાય ત્યારે આઠ દશ પૂરી અહીં લાવજો." એમ બોલી મંજરી ઉઠીને તાજાં બાદામણીયા બીસ્કીટ અને કોક લઈ આવી. આનંદથી મી. મગનલાલે વાક્યાતુર્ય પૂર્ણ મંજરીની સામે ઉપકાર દૃષ્ટિથી જોયું અને પછી ચ્હા અને બીસ્કીટ

વીગેરેને ઇન્સાફ આપવા માંડયો. ભટ પણ પાએક કલાક થયો નહિ ત્યાં તો ગરમાગરમ ફરશી પૂરી ચાંદીની રકાબીમાં લાવીને મુકી ગયો. આ પૂરી તો મી. મગનલાલને ઘણીજ ભાવી. દશ બાર પૂરી તે ઉપાડી ગયો પરંતુ તેથી તેની ક્ષુધા શાંત થઇ નહિ પણ ઓર ને ઓર સ્વાદ લાગવાથી ક્ષુધા વધતી જતી હતી. મંજરીએ તો માત્ર તેના આગ્રહથી બે ત્રણ પૂરીજ લીધી હતી. બે ત્રણ વખત ભટ રકાબી ઉપર રકાબી આપી ગયો એટલે પછી છેવટે પેટે જ્યારે ક્યું ન કર્યું ત્યારે આખરે મગનને ના કહેવાની જરૂર પડી. મંજરીના કહેવાથી ભટ ફરીને નવી તાજી ચ્હા કરીને લાવ્યો, જેને મગનભાઇએ ઇન્સાફ આપ્યો અને પછી તે બોલ્યો "મંજરી બ્હેન આજ તો આપે ચ્હા, અને પૂરીથી એટલો બધો મ્હાત કરી દીધો છે કે કંઇ કહેવાની વાત નહિ, આવી પૂરી તો મેં મ્હારા જન્મમાં પ્રથમજ ખાધી છે, અને તે એટલી બધી સ્વાદીષ્ટ છે કે તેનું વર્ણન થઇ શકે નહિ." મગનભાઇ પછી તે રાત્રે ત્યાં રહીને સ્હવારની ગાડીમાં પાછા મુંબાઇ ઉપડી ગયા. જતી વખતે તેણે મંજરીને પોતાનુ એડ્રેસ–સરનામું આપ્યું હતુ અને હરકત ન હોય તો પત્રવ્યવહાર રાખવાનુ મંજરી પાસેથી વચન માગી લીધું હતું. મંજરીએ હસતાં હસતાં તેને અનુજ્ઞા આપી હતી અને પ્રોફેસર સાહેબને પણ હવે અહિં આવો તો સાથે લેતા આવશો એમ વાતમાં ને વાતમાં તેણે કહી દીધું હતું.

મગનના ગયા પછી મંજરીને જાદુઇ વીંટી બાબત જુદા જુદા પ્રકારના વિચાર આવ્યા. આ વીંટી જો નરહરિ પહેરે તો પછી તે આ બધી ધમાલ મૂકી દે, અને સરકારી નોકરી પાછી લે. પણ એ બનવું અશક્ય હતું. એ વીંટી પહેલાં લાવવી કયાંથી તેજ પ્રથમ તો ત્હેને કઠણ–વિષમ કામ લાગ્યું. મગનને કહેવું તેના કરતાં પરભાર્યા, કોઇ માણસ પાસેથી મંગાવીએ તો કેમ? એમ બીજો વિચાર કરતાં તે કામ ત્હેને પસંદ પડયું નહિ. જો મગન પાસે તે વીંટી હુ મંગાવું તો ત્હેને આ બધી હકીકત કહેવી પડે અને તેથી મ્હારો અંતરગત વિચાર તેને માલુમ પડી જાય. આ મ્હારી ઇચ્છા નથી તેથી પ્હેલાં તો જો કોઇ માણસ મારફત વીંટી પ્રાપ્ત થઇ શકતી હોય તો તો ઘણુંજ સારૂ છે. પણ વીંટી આવી તો પણ શું? તેની પાછળ કેટલી બધી ધમાલ કરવી પડશે? પણ સરકારી નોકરી હવે કયાં રેઢી પડી છે? ભલભલાને સરકારી નોકરી મળતી નથી અને આ તો રાજીનામું આપ્યા પછી સરદાર કંઇ પાછી નોકરી આ-

ખવાને મન કરે ? હા, પણ ઠીક યાદ આવ્યું. મ્હારો મહમદ નોકરી અપાવી શકશે. મહમદ ! મહમદ ! મહમદ ! ખરેખર તું જો મુસલમીન ન હોત અને મ્હારી જ્ઞાતિનોજ હોત તો હું તનેજ પરણી હોત. ત્હારી સાથેજ. ત્હારા વિના કોઇની સાથે પણુ હું પરણી ન હોત, અને આટલુ બધું દુઃખ મ્હારે સહન કરવું પડયું ન હોત ! પણ વિધિ ! દુષ્ટ વિધિની વાત ન્યારીજ છે. માણસ ધારે છે શું અને વિધિ કરે છે શું ? મહમદ જેને હું મ્હારો મહમદ હજી પણુ કહું છું તે મહમદ હવે તો સકીનાનો થયો છે એટલે હવે તે મ્હારો કયાંથી રહ્યો ? ના પણુ ભાઇ તરીકે તો છેજનો. અહા ! ભાઇ ! ભાઇનો સ્નેહ તો નિરંજન અને સુનંદનમાં છે. પરંતુ મહમદ ! મ્હારા મહમદ ઉપર મ્હારી વિશુદ્ધ પ્રીતિ છે. અરેરે જ્યારે પિતા અને કુંજ મ્હારા લગ્ન માટે વિચાર કરતાં હતા, અને મહમદને નહિ આપવા માટે કુંજે તેમને કહેલું ત્યારથીજ હું તો પાઇ ગઇ હતી કે મહમદ મને મળવાનો નથીજ. અને ગમે તેમ હોય તોપણુ તે મુસલમાન તો ખરાજ કેની ? એ તો ઇંગ્લાંડ કે જ્યાં વર્ણાશ્રમનો બાધ નથી ત્યાં અમે રહેતાં અને ફરતાં પરંતુ અહીં તેવી રીતે ફરી શકાય કે ? એટલે હું તો મન સાથે ખાત્રી કરીનેજ બેઠી હતી હતી કે મહમદની સાથે જો કે મ્હારાં માતપિતા સુધારાવાળાં છે તો પણુ મીયાં મહાદેવનો યોગ કોઇ કાળે પણુ બે વાનો નથી. ખેર ! પણુ હવે તો જો હું ત્હેની ઉપર સ્નેહનો એક છાંટો પણુ રાખું તોપણુ આર્ય ધર્મ–સનાતન ધર્મ પ્રમાણે હું પાપાચારિણી ગણાઉં. પરન્તુ હૃદયને નિવારવું કેવી રીતે ? હવે પાછો કટાકટીનો પ્રસંગ આવ્યો છે. મહમદને નોકરી માટે કાગળ લખું કે હું પોતેજ તેની પાસે જાઉં ? પહેલાં તો પત્રદ્વારાએ તેને આ બધી મારા મનની મુંઝવણુ જણાવું. નરહરિ રાજીનામું આપીને આ બધી ધમાલ લઇ બેઠા છે અને સરકારની આંખે ચઢે એવાં કામો દિનપ્રતિદિન કર્યેજ જાય છે. એ બધી બાબતથી તેને સંપૂર્ણ વાકેફ કરું. અને પછી તે સાથે સાથે જો નરહરિ માટે કાંઇ એવી એકાદ સારી જગ્યા હોય તો રાખી મુકવા માટે ભલામણુ કરું પરન્તુ એ બધી વાત થાય કયારે ? ધારો કે મહમદ હા પાડે પરન્તુ નરહરિજ નોકરી માટે ના પાડે ત્યારે મહમદને પોતાનું અપમાન થયેલુ લાગે કે નહિ ? ત્યારે પહેલાં શું કરવું ? વીંટી પ્રાપ્ત કરવા માટે પ્રયાસ કરવો એ પહેલું કાર્ય, બીજું કાર્ય મહમદને કાગળ લખવો—

ઘણોજ વિચાર કરીને—અને નરહરિ માટે નોકરી શોધી રાખે અને

હું તેને કહું-લખું ત્યારે ઓરડર મોકલી આપે. ત્રીજું કાર્ય વીંટી પ્રાપ્ત થયા પછી કરવાનું છે, તેથી હમણાં તેનો વિચાર કરવાનો નથી પણ વીંટી મેળવવી કેવી રીતે ? આપણે ત્યાં પહેલાં એક જમાલમીયાં હતા તે ઘણોજ હુશીયાર અને ચાલાક જણાય છે. કોઇ કોઇ વખત અહીં હજી આવતો જતો છે ખરો, પણ તે તો વખતે મહીને છ મહીને પણ આવે. કાંઇ નહિ. એની તપાસ કરાવું છું.

આવા પ્રકારના મનમાં વિચાર કરીને મંજરીએ જમાલને બોલાવવા માટે માણસ મોકલ્યો. જમાલ તે વખતે સાહેબ સાથે ગયો હતો તે બે ચાર દિવસ પછી આવ્યો ત્યારે ત્હેને કોઇના કહેવાથી તે તુરત મંજરી પાસે આવ્યો. મંજરીએ વીંટીની બધી તો હકીકત કહી નહિ પણ "પ્રોફેસર જે અંધેરીમાં રહે છે તેની પાસે એક જાતની જાદુઇ વીંટી છે તે જો હાથ આવે તો હું તને પાંચસો રૂપીઆ આપીશ." જમાલ ભાઇ તો પાંચસો રૂપીઆનું નામ સાંભળી ખુશ ખુશ થઇ ગયા અને ગમે તેમ કરીને તે જાદુઇ વીંટી લઇ આવવાનું બીડું ઝડપ્યું.

---

## પ્રકરણ ૨૩ મું.

---

### જમાલ કાણો.

બેકન કહે છે કે ખોડીલા માણસોને કુદરત વિશેષ બુદ્ધિ આપે છે. જે ખામી વિરૂપ બનવાથી અન્ય મનુષ્યો કરતાં તેમનામાં હોય છે, તે ખામીનો બદલો તેમને બુદ્ધિદ્વારા મળે છે. જમાલ કાણાના સંબંધમાં પણ તેમ હતું. જો કે તે એકાંક્ષી હતો, છતાં કાગડાની માફક તેની આંખ બધે ફરી વળતી.

અમદાવાદના સ્ટેશન ઉપર જમાલ તથા તેનો બનેવી કમાલ સામાન સાથે ઝાંપામાં દાખલ થવા મથતા હતા. રાત્રિના પોણાદસ વાગ્યા હતા. મેઇલ ટ્રેઇન ઉપડી ગઇ હતી, અને તે પછીની ટ્રેઇનમાં બેસવા માણસો ઝાંપામાં પેસવા ધમાલ મચાવી રહ્યાં હતાં. ટીકેટ કલેકટર એક ન્હાનો, ઉંચો, પાતળો છોકરો હતો. સેંકડો માણસો દાખલ થવા અથડાતાં, કુટાતાં, હેરાન થતાં, પણ તે વખતે બીજો ઝાંપો ખોલવામાં આવ્યો નહતો. તે ઉપરાંત બંદોબસ્ત રાખવા ઉભેલો એક પોલીસ હતો. ટીકેટ

કલેકટર તથા પોલીસ બન્ને મળીને માણસોને હડસેલતા, ધક્કા મારતા, અપમાન કરતા. લોકો બીચારા ટ્રેઇન ચુકવાની બ્હીકે મુંગે મોહે માર, અપમાન, સહન કરી, મહા પરાણે ઝાંપામાં પેસતા. પણ તેમને ડબ્બામાં બેસવાની ઉપાધિ તો ઉભીને ઉભી રહેતી. યુક્તિ પ્રયુક્તિથી કે પૈસા વેરીને અંદર દાખલ થયેલા ઉતારૂઓ રાતની ટ્રેઇન હોવાથી પથારીઓ પાથરી ઉપર અને હેઠળ લાંબા થઇ સૂતા હતા, અને નવા આવનારને દાખલ થવા દેવામાં મ્હોટી ખલેલ કરતા હતા. આવા એક પ્રસંગે જમાલ તથા કમાલને ટ્રેઇનમાં બેસવાની ભારે ઉપાધિ થઇ પડી હતી. કમાલ વૃદ્ધ પણ મજબુત બાંધાનો હતો. તે હંમેશાં તેનો સામન તેની પીઠ ઉપરજ રાખતો. જમાલ પાસે પાણી પીવાની સુરાઇ તથા એક ન્હાની "બેગ" સિવાય બીજું કાંઇ નહતું. તેઓ બન્ને ભીડની અંદર દાખલ થયા. ને કમાલ એવા ધસારાબંધ અંદર ગયો કે એના સામનના ધક્કાથી ટીકેટ કલેકટર એક બાજુ ગુલાંટ ખાઇ ગયો, અને સીપાઇ બીજી બાજુ ગુલાંટ ખાઇ ગયો. લોકોએ આ બનાવથી ખુશ થઇ તાળીઓ પાડી. ટીકેટ કલેકટર ટોપી સંભાળતો ને ગુસ્સે થયેલો ઉભો થયો ને કમાલ જોડે વધારે તકરાર કરવા ગયો, એવામાં લોકોનું ટોળું ઝાંપેથી ધસમસાટ કરતું દાખલ થયું. તેથી વધારે પંચાત કર્યા વગર તે ઝાંપે જઈ ઉભો.

જમાલ તથા કમાલ એક આખું ખાનું પચાવી, મ્હોટી પથારીઓ જમાવી, રાજા જેવા સુતા. વેર વાળવાને ટીકેટ કલેકટર અને પોલીસ ખાને ખાને ખોળતા તેમના ખાના આગળ આવ્યા, ને સામન જોખાવવાને બ્હાને સતાવવા યત્ન કરવા લાગ્યા. પણ જમાલે એક ગાળ દઇને પાસે છુપાવેલો છરો ખેંચ્યો કે તેઓ બાપડા ત્યાંથી જીવ લઇને નાઠા, અને બીજા ગરીબ ઉતારૂઓને સતાવવા લાગ્યા.

થોડીવારમાં ટ્રેઇન ઉપડી. ત્યાં સુધી જમાલ અને કમાલ મુંગા પડયા રહ્યા. ટ્રેઈન અડધો કલાક ચાલ્યા પછી જમાલે વાત ઉપાડી, "કમાલ મીયાં, આપણે એ વીંટી માટે ઘણી ખોળ કરી પણ પત્તો લાગ્યો નથી. હવે મુંબાઇ જઇ પ્રોફેસરને ત્યાં તજવીજ કરવાની છે."

કમાલ—કોઇ પણ રીતે જો એ વીંટી હાથ આવે તો કામ પાર પડે. લલ્લુલાલ માણસોનો સ્વભાવ બદલી નાખી પુષ્કળ પૈસા પેદા કરીએ.

જમાલ—મીઠારામની બીના હાથમાંથી વીંટી પડી ગઇ હતીને !

કમાલ—એજ તારી ભૂલ છે, જમાલ. પ્રોફેસર બહુ ખંધો માણસ છે. એણે એમ કરીને એની પાસેથી વીંટી લઇ લીધી.

જમાલ—એમ હોય તો, કમાલખાં, પ્રોફેસરને ઠાર કરીને પણ એ વીંટી પડાવું.

કમાલ—મુંબાઇ છે. હોશીઆરીથી કામ કરવાનું છે.

જમાલ—બંદાને એમ કહેવું પડે એમ નથી. પ્રોફેસર અંધેરીમાં રહે છે, એટલે એકાંતમાં મળવાને તો વાંધો નહિ આવે.

આમ આશાના વમળમાં ગોથાં ખાતા સાળો બનેવી નિદ્રાવશ થઇ ગયા. મુંબાઇની લગભગ આવી પહોંચ્યા એટલે તેઓ ઉતરવાને તૈયાર ઉભા. ગ્રાંટરોડ સ્ટેશન આવ્યું કે ઉતરી પડયા, ને પ્રથમ વિશ્રાંતિ લેવા તેઓ એકાદ વિશીમાં ગયા.

અંધેરીમાં ન્હાના પણ સ્વચ્છ મકાનમાં પ્રોફેસર રહેતો હતો. તેના ખાનગી કામકાજ, પત્રવ્યવહાર માટે, એક મહેતાજી રાખ્યો હતો. તેને તે મહિને પચીસ રૂપીઆ આપતો. તે બદલ તે સ્હવાર અગર સ્હાંજ બે કલાક કામ કરી જતો. આવી રીતે બીજી બે જગ્યાએ તે નોકર હતો. અને મહિને પોણોસો સો રૂપીઆ કુટી ક્હાડતો. પ્રોફેસર સાધારણ રીતે મ્હેતાજીના કામકાજમાં આડે આવતો નહીં. એટલે તેને પ્રોફેસરની નોકરી સારી ને સ્હેલી થઇ પડી હતી. પણ આજ પ્રોફેસરનો મીજાજ ઠેકાણે નહતો.

"મહેતાજી, પેલી વીંટીના સંબંધમાં અમુક ઉરદુમાં ફકરા છે તેની નકલ કરી ?" મીજાજથી તે બોલ્યો.

મહેતાજી—મને ઉરદુ નથી આવડતું, સાહેબ !

પ્રોફેસર—તમે તે ઉરદુ જાણનારા પાસે નકલ કરાવવી હતી.

મહેતાજી—તેની ફી પડેને, સાહેબ.

પગ પછાડી પ્રોફેસર બોલ્યો, "ફી આપવાની તને કોણ ના પાડે છે ! તારામાં પાઇની અક્કલ નથી."

મહેતાજી—સાહેબ, તું તાં કરવાનું નથી.

પ્રોફેસર—નાટક ઉપર રંગલો વેષ ભજવે એવો ડોળ ન કર.

મહેતાજી—તમારૂં તન તોડીને કામ કરૂં છું એનો આ બદલો કે !

મહેતાજી જરા ગુસ્સે થયો હતો ખરો, પણ પ્રોફેસરના ઉગ્રસ્વરૂપથી તે ગભરાયો પણ હતો.

પ્રોફેસર—મહેતાજી, તારા પેટમાં કાંઇ વાત ટકતી નથી. બીલાડીના પેટમાં ખીર ટકે તો તારા પેટમાં વાત ટકે.

મહેતાજી—સાહેબ, મારે તમારી નોકરી નથી કરવી.

પ્રોફેસર—તો અત્યારે ચાલ્યો જા. રાજીનામું આપી દે. ને તારી પાસેજ રકમ હોય એમાંથી એક મહિનાનો વધારાનો પગાર લઇને બાકીના પૈસા આપી દે.

મહેતાજી પાસે સો દોઢસો રૂપીઆ એમને એમ પડી રહેતા.

મહેતાજી—સાહેબ, મને કાંઇ આપની નોકરીમાં નુકસાન......

પ્રોફેસર—રાજીનામું એકદમ લખી આપ. હવે બીજી ઈત્તર તીતર વાત નહીં ચાલે. ખબડદાર, જો વીંટી વાળી વાત કોઇને કહી છે તો !

મહેતાજી—અંબાજીના સમ, જો, સાહેબ......

પ્રોફેસર—ચાલ. સર્ટીફીકેટ લખી કહાડ, કે ટાઇપ કરી કહાડ. તારે જેટલાં સારાં વિશેષણો લખવાં હોય એટલાં લખજે. હું સહી કરી આપીશ.

મહેતાજીથી વધારે બોલાયું નહીં. પણ ટાઇપ કરવા એક કલાકની રજા માગી. પ્રોફેસરે તે આપી, જે દરમીઆન તેણે સર્ટીફીકેટ ટાઇપ કર્યો. ને વીંટીની સૂચના સંબંધી ઉર્દું ઉતારા કરી લઇ, ગજવામાં નાખી લીધા. મહેતાજીને થોડું ઘણું ઉર્દું, મોડી, ને ઈંગ્લીશ ભાષાનું જ્ઞાન હતું.

પ્રોફેસરે સર્ટીફીકેટ ઉપર સહી કરી આપી, અને એક મહિનાનો પગાર "બોનસ" આપ્યો.

સર્ટીફીકટને આધારે મહેતાજી મુંબાઇની એકાદ મોહોમેડન કલબમાં કારકુન રહ્યો.

આ બનાવને બે ત્રણ મહિના થઈ ગયા હતા. મુંબાઈમાં જમાલને કમાલ એકાદ અઠવાડીઉં રહ્યા, ને તેમણે જાણી લીધું કે મહેતાજીની માર-ફત વીંટીનો પત્તો લાગશે ખરો.

જમાલ કાણો મેહેતાજી મારફત પ્રોફેસર પાસે વીંટીની તજવીજ કરે છે પણ પત્તો ખાતો નથી. તેથી નિરાશ થઇ બીજી ઘણી યુક્તિ અને પ્રયુ-ક્તિઓ કરી, પણ જ્યારે કંઇ વળ્યું નહિ ત્યારે મંજરીની પાસે આવ્યો અને મોઢું વીલું રાખીને બોલ્યો "એવી વીંટી તે બ્હેન મળતી હશે ? તમે તો બહુ ભોળાં છો બ્હેન. તમને ખબર છે કે અમે સારી દુનિયા અને જહાનમમાં ફરી ફરીને ફરેલાના પણ ફરેલા થયેલા છીએ. અને અમારી પાસે એવી જાતની વીંટીની વાત સરખી પણ ન આવે ? પણ મંજરી

બ્હેન, આપ કહો છો તેમ જો એ વીંટી પ્રોફેસર સાહેબ પાસે હશે તો તો ગમે તેમ કરીને તેની પાસેથી વીંટી લઇ આવીશ. પછી કંઇ, પણ બ્હેન, આ મહેનતના બદલામાં થોડું ઘણું તો ઇનામ આપશો ખરાંને? અમને કેટકેટલી રંજ પડી છે તે તો તમને ક્યાંથી ખબર હોય? અને સો દોઢસો રૂપીઆ તો નાહકનો રેલવે ભાડા અને વીશી તથા ટ્રામનો ખર્ચ થઇ ગયો તે તો જુદો."

મંજરીને હવે ખબર પડી કે આપણે જમાલને આ વીંટી બાબત કહ્યું, તે ઘણીજ ભૂલ કરેલી છે. પરન્તુ જે થયું તે થયું. પણ તે આગળ જતાં પ્રોફેસરને સતાવે નહિ તેટલા માટે તેને કહ્યું. " એ જમાલ! ખેર વીંટી બાબત તો પછીથી મને સાહેબને પૂછતાં ખબર પડી કે એ પ્રોફેસર સાહેબ તો એમના માસ્તરજ હતા. તેથી તેઓજ એ બાબતનો બંદોબસ્ત કરવાના હતા, અને હમણાં સાહેબ મુંબાઇ ગયા છે તેથી વખતે તેજ કામે ગયા હશે એમ હું ધારૂં છું. માટે હવે તે બાબત કંઇ પણ પ્રયત્ન તમે કરશો નહિ—આ તમારે માટે હું બસો રૂપીઆ લાવી છું. પણ જમાલ આ વીંટી સંબંધી વાત કોઇને પણ કરતો નહિ—સમજ્યો કે!!"

"બહુ સારૂ બાઇ સાહેબ. કંઇ ફીકર કરશો નહિ," એમ કહી મંજરીની રજા લીધી અને બસો રૂપીઆની નોટો કોટના ખીસામાંથી ચામડાનું પાકીટ કાઢીને તેમાં મુકીને તે પોતાના ઘર તરફ રવાના થઇ ગયો

---

## પ્રકરણ ૨૪ મું.

---

### વિષ્ણુકુમાર.

પ્રેમરાયના એકાએક અવસાનથી વિષ્ણુકુમારના હૃદયને સખત ધક્કો લાગી ગયો હતો. કેટલાક દિવસ સુધી તો તે શુન્યમુન્ય જેવોજ પડી રહ્યો હતો. ડાકટર ઉપર ડાકટર આવે અને ઔષધોપચાર કર્યા કરે પણ ટીકી લાગેજ નહિ. અને દશેક દીવસ પછી તેને શુદ્ધિ આવી અને પ્હેલો શબ્દ તે " પ્રેમ! પ્રેમ તું ક્યાં છે!" એમ બોલ્યો. આ વખતે લક્ષ્મી તેની ઘણીજ સારી રીતે ચાકરી કરતી હતી. તે બીલકુલ આ દશ દીવસ સુધી નિદ્રાધીન થઇજ નહોતી. પણ અખંડ તેના બિછાના પાસે બેસીજ રહેતી હતી.

વિષ્ણુકુમાર ઘણી વખતે રાત્રીમાં બેભાન થઇ જતો હતો અને આંખના ડોળા પણ ઉંચા ચઢાવી દેતો. આ વખતે લક્ષ્મીની આંખમાંથી એમને એમ આંસુ વહ્યા જતાં હતાં. શાંતાને તો મધુકર નિર્મળ આમ લઇ ગયો હતો તેથી તેઓ મુંબાઇમાંજ પોતાને ગૃહે આ વેળા હતાં. અને તે પછી વિચારમાં ને વિચારમાંજ વિષ્ણુકુમારની સ્થિતિ આટલી બધી ખરાબ થઇ ગઇ હતી.

જ્યારે વિષ્ણુકુમાર ઉપર પ્રેમરાયનો તાર આવ્યો કે "તે બહુ માંદો છે માટે એકદમ આવવું" ત્યારે તેના હોંજા ગગડી ગયા. અને કોઇ દીવસ પ્રેમરાય તાર કરે એવો નથી છતાં તાર કર્યો તેથી ઘણી ભયંકર સ્થિતિ છે એમ ધારી બન્ને જણાં વિષ્ણુકુમાર અને લક્ષ્મીદેવી ત્યાં ગયા. જતાં જતાં ગાડીમાં તે બનેને હજારો તર્કકુતર્કો થયા अति स्नेहः पापशंकी એ સુત્રના આધારે "પ્રેમરાયના દુશ્મનને કંઇ વધારે તો થઇ ગયું નહિ હોય ?" એમ બંને જણા અમંગળ સૂચક વિચારો કરતા કરતાં છેવટે મદ્રાસ પહોંચ્યા. એઓ ત્યાં આવ્યા તે વખતે પ્રેમરાય તદ્દન બેભાન અવસ્થામાં હતો. મ્હેની મ્હોટી બ્હેન ને તેનો ભાણેજ આગલે દીવસેજ આવી પહોંચ્યા હતા. પ્રેમરાયની બેભાન સ્થિતિને જોઇ વિષ્ણુકુમાર રડી પડયો. પણ મોટી બ્હેન બ્હેનજીબાએ તેને ઈશારતથી રડવા ના પાડી. પ્રેમરાયને કોલેરા થઇ ગયો હતો. આ વખતે મદ્રાસમાં કોલેરા ખૂબ ફાટી નીકળ્યો હતો. પ્રેમરાયની સારવાર કરતાં બન્ને જણાં તેની પાસે ને પાસેજ આખો દીવસ અને રાત બેસી રહ્યાં. બીજા માણસો તેમને જમવા જવા માટે ઘણી ઘણી પ્રકારના ઇશારા કરે પણ તે ઉઠેજ નહિ. છેવટે પ્રેમરાયને ભાન આવવાથી તે બોલ્યો. " વિષ્ણુ તું આવ્યો ? સારૂં થયું. મધુકર નથી આવ્યો ? હશે. શાન્તી હજી બાળક છે તેને તું સંભાળજે. ને હું તો જાઉં છું. ભગવતી બ્હેનના બોધ પ્રમાણે મ્હારાથી ચલાયું નહિ. અને જે ઉપદેશ હું તને આપતો હતો તે ઉપદેશ મ્હારા મનમાં ને મનમાંજ રહ્યો. પ્રભુ ત્હારૂં કલ્યાણ કરશે. ભાઇ ! ભાઈ ! શાન્તા બબરૂ છે. બાળક છે, નાદાન છે, માટે તે કંઇ વખતે બોલે કરે તો તેની સામે તું જોઈશ નહિ. અને આપણે સ્વર્ગમાં પાછા મળીશું. મ્હારો આત્મા તને તથા શાંતાને ઘણી વખત મળવા આવશે. તમે તે વખતે ડરશો નહિ. હું તમને તમે જ્યારે સ્વપ્નાવસ્થામાં હશો ત્યારે મળીશ. ભાઈ મેં અનેક પ્રકારની ભૂલ્યો કરી છે. છતાં હું વિશુદ્ધ અને પવિત્ર છું. વિશુદ્ધ પ્રાણ દેહાયનો મંત્ર બોલ જોઇએ.

વિષ્ણુકુમાર નીચે પ્રમાણે તે મંત્ર બોલી ગયો.

ॐ विशुद्ध ज्ञान देहाय त्रिवेदी दीव्यचक्षुषे
श्रेयः प्राप्ति निमित्ताय नमः सोमार्ध धारिणे ॥

એમ બોલતો આંખમાંથી પડતા આંસુને જમણા હાથથી લુંગી નાખ્યાં.

"હાશ ! ભાઇ ! તું અને બેનજીબા આવ્યાં એટલે મને નિરાંત થઇ. ભાઇ પંક્ષણુ ! (પ્રેમરાયના ભાણેજનું નામ પરમુખરાય હતું પણ લાડમાં તે બધા પંક્ષણુ કહીને બોલાવતા હતા) તું ડાહ્યો છે. સમજુ છે, તને કોઇપણ બાબત કહેવું પડે એમ નથી. આ બધું તારૂંજ છે. અને તું અને બેનજીબા ત્હારી મામીને સાચવજો હું હવે પ્રભુના ધામમાં જાઉં છું. જ્યાં મુરબ્બી પિતાશ્રી તથા માતુશ્રી, બ્હેન તથા ભગવતીદેવી ક્યારનાએ ગયેલાં છે તેને હું મળીશ. ભાઇ ! રડીશ નહિ. વિષ્ણુ તું પણ રડીશ નહિ. આવો શાંતા અને લક્ષ્મી આવો. લક્ષ્મીબ્હેન મેં તમુને હરેક પ્રકારે દુભા-વ્યાં છે તે માફ કરજો. મારા ભાઇ વિષ્ણુને મારી પાસે રાખવા માટે તમારૂ હૃદય દુભાવ્યું છે તે માફ કરજો, નવાનગરમાંથી તમો મારે માટે મારી પાસેજ રહેવા આવ્યા અને તમારૂ ઘરબાર વતન નોકરી વીગેરે મારે માટેજ ખાસ છોડીને મારી પાસેજ રહેવા આવ્યા તે ઉપકાર કદી પણ હું ભૂલી જવાનો નથી. ભાઇ વિષ્ણુ ! ત્હારો સ્નેહ અપ્રતિમ છે. ત્હારા સ્નેહનો બદલો હું વાળી શકયો નહિ. ત્હારૂં સ્નેહ પરિપૂર્ણ હૃદય હું સમજી શકયો નહિ. અત્યારે મને જ્ઞાનચક્ષુ પ્રાપ્ત થયાં છે. અને તમારો બંનેનો નિઃસ્વાર્થ સ્નેહ જોઇને મારૂં હૃદય ઉભરાઇ જાય છે. ભાઈ ભાઇ કેટલા વાગ્યા ? બાર વાગ્યા ? જુઓ મ્હારે આતુર સંન્યાસ લેવો છે. માટે કોઇ બ્રાહ્મણને બોલાવો." શુકલ મહારાજ ત્યાં આવેલા હતા. વિષ્ણુકુમાર મદ્રાસમાં કોઇ સારા બ્રાહ્મણ હશે કે નહિ એમ ધારીને પોતાના ગોરને સાથે લેતા આવ્યો હતો. તે બ્રાહ્મણે સન્યાસની ક્રિયા કરાવી અને નાપિ-કને બોલાવીને ક્ષૌર કરાવ્યું. ન્હાવાને માટે ઉનું પાણી માગ્યુ પણ ડાકટરે નહાવા દેવાની ના પાડેલી તેથી કોઈ ન્હાવા માટે પાણી આપેજ નહિ. છેવટે વિષ્ણુકુમારે અને બેનજીબાએ પ્રેમરાયને સમજાવ્યો કે ભાઇ ઉના પાણીનાં પોતાથી શરીરને લુછી નાખીએ પછી કાંઇ ?

પ્રેમરાયે હા કહી. ઊન્હા પાણીમાં બોળીને પોતાં એક પછી એક ઘસવા માંડયા ત્યાં તો કેટલા વાગ્યા ! ચાર થયા ! એમ બોલતાં બોલતાં પ્રેમરાયે ડોકી નાખી દીધી. શ્વાસ ચાલતો બંધ પડી ગયો. વિષ્ણુના ખભા ઉપર પ્રેમરાયનું મસ્તક અઢેલી રહ્યું અને આંખ ફાટી ગઇ. "ભાઇ ભાઇ આમ શું કરે છે." એમ બોલતો વિષ્ણુ તેના માથા ઉપર હાથ

ફેરવવા લાગ્યો. બેનજીબા કહે "ઉઠ ભાઇ જોઇ શું રહ્યો છે! ધીમેથી ઉપાડો,–લક્ષ્મી ચોકો કરો. જો જો કોઇ જરા પણ રડશો નહિ. પણ નારાયણની ધ્વની કર્યા કરો. સર્વ કોઇ જેઓ ત્યાં હતા તે બધા નારાયણ નારાયણ બોલવા લાગ્યા. વિષ્ણુએ પોતાની છાતી ઉપરજ પ્રેમરાયનું મસ્તક ટેકાવી રાખ્યું. તેને બે ત્રણ છેવટના આંચકા આવ્યા અને હેડકી આવી ને પ્રાણ નીકળી ગયો. તુરતજ તેને કામળો પાથરીને ન્હવરાવીને સુવાડયો. અને પછી બધા બ્હાર ગયા. પ્રેમરાયનું આ પ્રકારનું સન્યાસીક મૃત્યુ થવાથી વિષ્ણુકુમારને ઘણુંજ લાગી આવ્યું. તે બંને એકજ કલાસમાં સાથે ભણતા હતા અને દશ દશ વરસના હતા ત્યારથીજ તે બંનેને મિત્રાચારી થએલી હતી. વિષ્ણુકુમારનું વતન નવાનગર હતું. પણ ભણવાને માટે નિર્મળગામ રહેતો હતો. નવાનગરમાં નોકરી થવાથી વિષ્ણુને પોતાને વતન જવું પડયું. છતાં પ્રેમરાયને મળવાને તે અવારનવાર બ્હાનું કાઢીને આવતો. જયારે તેના માતા અને પિતા બંને ચાર ચાર મહિનાને અંતરે ગુજરી ગયા ત્યારે તો તે નિર્મળ ગામજ રહેવા આવ્યો. અને પછી નવાનગરની નોકરી મૂકી દઇને પ્રેમરાયની સાથે રહેવા માટેજ હલકા પ્રકારની નોકરી તેણે અંગિકાર કરી. અને ગમે તેટલું દુઃખ પડે છતાં પ્રેમરાયની સાથેજ રહેવું એમ તેણે લક્ષ્મીની સાથે નિશ્ચય કર્યો. લક્ષ્મીને આ વાત ગમતી નહોતી. નવાનગરમાં મોટું ઘર હતું તે છોડવું તેને ગમ્યું નહિ. તેમજ ત્યાં સુખની અને કાયમની નોકરી હતી તેનો ત્યાગ કરવો પણ તેણીના મનને બીલકુલ ગમેલું નહિ. પરન્તુ મુંગે મ્હોયે પતિની આજ્ઞા સહન કર્યે જતી હતી. જો કે પ્રેમરાય અને શાન્તા તરફ તેનો સ્નેહ ન્હોતો એમ નહિ. પ્રેમરાયને તો તે દેવજ સમજતી હતી પણ જયારે પ્રેમરાયને શાન્તાનાં લગ્ન થયાં, અને તે પછી પ્રેમરાય સંસારની ખટપટમાં પડીને વિષ્ણુકુમારના સ્નેહને ભૂલી ગયો હતો ત્યારે લક્ષ્મીના મનમાં આવ્યું કે પ્રેમરાય તે દેવ નથી પણ અંતે મનુષ્યજ છે. અને જે ભાવ વિષ્ણુકુમારે તેના હૃદયમાં પ્રેમરાય સંબંધી ઠસાવ્યો હતો તે ભાવ–તે મોહ બધો જતો રહ્યો.

ધીમે ધીમે વિષ્ણુકુમારને સારૂં થતું ગયું. પ્રેમરાયના મૃત્યુનો શોક તે ગુરૂના આપેલા બોધવા તથા વેદાંતના પુસ્તકો વાંચીને શમાવતો હતો. અવારનવાર શાંતાની ખબર લેવા તે નિર્મળ ગામ પણ જતો હતો. ઘણી વખતે લક્ષ્મી પણ તેની સાથે આવતી અને તે બંને દાઇક કોઇક વખત તો બે ચાર માસ સુધી સાથે પણ રહેતાં હતાં. વિષ્ણુકુમારની નોકરી

એજન્ટની હતી. કુપર એન્ડ કંપનીની બુકસોનો તે એજન્ટ હતો. તેથી તેને મુસાફરી ઘણી કરવી પડતી. પણ તેને પગાર સારો હતો. તેમજ તેને ભથ્થું ભાડું તથા સેકન્ડ કલાસ રેલ્વે ફ્રેર પણ મળતું હતું. વિષ્ણુ આ બધું કરતો હતો છતાં તેના ભાઈના ગુજરી જવાથી તેની પાંખો તૂટીજ ગઇ હોય નહિ એમ તેને જણાતું હતું. આખી દુનિયામાં તે જાણે હવે એકલો અટૂલોજ રહ્યો હોય એમ તેને ભાસતું હતું. તેની આવી ચિંતાથી લક્ષ્મીને ઘણુંજ લાગી આવતું. પણ તેનો શોક દૂર કરવાને બીજો કોઇ ઉપાય રહ્યો નહિ હતો. શાંતા પાસે આ વાત તે ઘણી વખત કહેતી અને તે રડતી ત્યારે શાંતા પણ તેની સાથે રડતી હતી.

એક વખતે વિષ્ણુકુમાર અને લક્ષ્મીદેવી બંન્ને જણાં અચાનકજ નિર્મળગામ આવી પહોચ્યાં. આ વખતે મધુકર પણ ત્યાં મુંબાઇથી આવેલો હતો. વિષ્ણુકુમાર જ્યારે જ્યારે નિર્મળગામ આવતો ત્યારે ત્યારે દરેક વખત તે મધુકરને ત્યાંજ ઉતરતો હતો. જો કે તેના સગાવ્હાલાં ઘણાં હતા છતાં જ્યાં શાંતા ત્યાજ પ્રેમરાય છે એમ સમજીને તે તેને ત્યાં ઉતરતો. મધુકર અને વિષ્ણુકુમાર ઘણે દીવસે મળેલા હોવાથી એક બીજાને ઘણોજ આનંદ થયો. જમીને તે પછી પોતાની કંપનીનું કામ હોવાથી બ્હાર ગયો. લક્ષ્મી પણ તેની બ્હેનને ત્યાં ગઈ ને પછી સાંજે તેણે કહેવરાવ્યું કે હમણાં મ્હારી મ્હોટી બ્હેનની તબીયત ઠીક નહિ હોવાથી તેમની સારવાર કરવા માટે ત્યાં રહેવાની છું.” મધુકરને ઘર સંબંધી દસ્તાવેજના કાગળો શોધવાના હતા તેથી તે આખો દીવસ પેટીપટારા શોધવામાં પડયો હતો. આજે શાંતાએ વિષ્ણુકુમાર ને લક્ષ્મીને માટે ખાસ માનભોગ બદામ પીસ્તાં ચારોળી દ્રાક્ષ વીગેરે નાંખીને કર્યો હતો. તે ઘણોજ સ્વાદીષ્ટ થયો હતો. અને સાંજરે તે દર્શન કરી આવીને દૂધીનાં ઢેબરાં બનાવતી હતી તે વખતે મધુકર ઓરડામાંથી આવ્યો અને શાંતા જ્યાં ચોપડાં બાંધતી હતી ત્યાં જઇને “જો શાંતા આ ત્હારી અને મ્હારી બંનેની ન્હાનપણની છબી” એમ બોલી ભોળે ભાવે તે છબી તેની સામે ધરીને જરાક ઉભડક બેઠો. એટલામાં તો હાથમાંની કણેક પડતી મુકીને એકદમ “વ્હાલા મધુકર” એમ બોલી શાન્તા તેને ભેટી પડી. “હં-હં-શાન્તા, શાન્તા! હજી પણ તું ગાંડી મટીજ નહિ. મને છોડ” એમ મધુકર જ્યાં બોલે છે ત્યાં તો વિષ્ણુકુમાર બારણું ઉઘાડીને બ્હારથી અંદર આવ્યો અને મધુકરને શાન્તા વળગેલી છે અને તેના મુખ ઉપર તેનું મુખ લાગેલું છે એમ તેણે જોયું. તુરતજ તેણે દ્રષ્ટિ ફેરવી નાંખીને નોકરને હાંક મારી.

નોકર આવ્યો ત્યાં તો સીન બદલાઇ ગયો હતો. "કેમ છો શાન્તા બ્હેન ! મધુકર ભાઇ શું કરો છો !" એમ બોલતો બોલતો તે ખડકી-માંથી ચોકમાં આવ્યો. વિષ્ણુકુમારની આવી રીતભાત જોઇને મધુકર તથા શાન્તાના મનમાં એમજ આવ્યું કે તેણે તેમના તરફ જોયું હશેજ નહિ. નહિ તો જે વિષ્ણુકુમારનો સ્વભાવ ઘણોજ આકળો તે કોઇ દીવસ પણ આવો બનાવ જોઇને બોલ્યા વિના રહે કે ! તે દીવસે જ્યારે વિષ્ણુ-કુમાર બ્હાર ગયો ત્યારે શાંતા મધુકર પાસે આવીને બોલી " બહુજ ખરાબ થયું. વખતે વિષ્ણુભાઇએ જોયું હશે તો ! પણ ના, ના હું ધારૂં છું કે તેમણે જોયું તો નહિજ હોય, નહિ તો તેમના સ્વભાવ પ્રમાણે બોલ્યા વિના રહેજ નહિને !"

" પ્રભુ કરેને તેણે જોયું ન હોય " મધુકર ઘણીજ ગમગીનીથી બોલ્યો " શાન્તા, હું તને ઘડીએ અને ક્ષણે વારૂં છું છતાં ત્હારો બાળક સ્વભાવ જતોજ નથી ! તું કોઇ દીવસ મારી આબરૂના કાંકરા કરવાની. આ તો ઠીક છે કે ભગવતી મૈયાના પુજા પ્રતાપથી મ્હારૂં મન વિશુદ્ધ છે, નહિ તો જો બીજા જેવું કલુષિત હોત તો મ્હારી શી અધોગતિ થાત !

આ બનાવને બીજેજ દીવસે વિષ્ણુકુમાર લખનૌ ઉપડી ગયો. આ વાતનો લક્ષ્મીને તેણે ઇશારો સરખો પણ કર્યો નહોતો.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### પરિવર્તન સ્થિતિ.

**नीचर्गच्छत्यु परीच दशाचक्रनेमिक्रमेणः ।**

આ સંસારમાં હંમેશાં એક સરખા પ્રકારના દિવસો કોઇપણ મનુ-ષ્યના જતા નથી. આખા જીવનમાં જેણે જરાક પણ દુઃખ અનુભવ્યું નહિ હોય એવો તો કોઇપણ મનુષ્ય હશેજ નહિ. આ દુનિયા દુઃખની ભરેલી, કર્મભૂમિ છે. સારાં અને નરસાં કર્મોનો પરિપાક—ત્હેનાં ફળોનું અહિંજ ભોગ પતન થાય છે. તેથીજ એકજ દશા—સુખની વા દુઃખની દશા, એકજ પ્રકારની દશા, કાયમ કોઇની પણ રહી નથી અને રહેવાની પણ નથીજ. એક દશકો સુખનો જાય તો બીજો દુઃખનો આવીને ઉભોજ રહે છે. સૂર્યનારાયણ પણ પોતાના ઉદય અને અસ્તથી સંસારિક મનુષ્યોને તેમની દશાનું સૂચન કરીને બોધ આપે છે.

નરહરિની આર્થિક સ્થિતિના સંબંધમાં પણ એવુંજ થયું. જ્યાં સુધી વર્ષાદ સારો પડયો ત્યાં સુધી તો જાગીરમાંથી પુષ્કળ ઉત્પન્ન થતું અને ખર્ચ કરતાં આવક બમણી ત્રણ ગણી થઇ જતી, પરન્તુ એક પછી એક વરસો કરવરાં આવવાં લાગ્યાં—વર્ષાદ પણ કમી થઇ ગયો. અને દુષ્કાળ ઉપર દુષ્કાળ પડવા મંડયો તેથી પાક બરોબર થતો નહોતો અને સરકારનું મેહેસુલ તો ભરવું પડતું આથી કરીને ત્હેને અડચણ ઘણી પડવા લાગી અને ખર્ચખૂટણ પણ હવે ટુંકો કરવાની તેને ફરજ પડી. ઘણા ખેડુતોને ત્હેને ના ઈલાજે રજા આપવાની જરૂર પડી. અને રસોયાનો ખર્ચ પણ કમી કરી નાંખ્યો. અંતે માત્ર એક ચાકર રાખ્યો અને આનંદવિહારી તથા પુષ્પાને સંભાળવા માટે એક ચાકરડી ફકત રાખી. આવક નહિ હોવાથી મંજરીને ઘણું લાગી આવ્યું અને આ વખતે તો ક્યારનાએ નરહરિ કલેકટરના હોદ્દા ઉપર ચઢી ગયા હોત એમ તેને વારંવાર વિચારો આવતા અને તેવા પ્રકારની ચિંતાથી તેનું દરદ જે અનેક પ્રકારના તાત્કાલિક ઔષધોપચારથી શાંત થઇ ગયું હતું તે ઘણી વખત ઉબળી આવતું.

બીજું શાંતિપુરમાં આવ્યા પછી ધીમે ધીમે જેમ જેમ ત્યાંની સ્ત્રીઓની સાથે ઓળખાણ અને પરિચય થતા ગયાં અને તેઓના સંસર્ગમાં તે આવતી ગઇ તેમ તેમ તેઓને પોતાના ઉમદા વિચારો તે આપતી, પતિવ્રતાઓના દ્ર્ષ્ટાંતથી તેમને બોધ આપતી, અને જ્યારે સર્વની સાથે વિશેષ પરિચય થયો ત્યારે તેણે "ભગિની સમાજ" તેઓની પાસેજ કઢાવી હતી. જ્યાં દરેક વિષય ઉપર દર અઠવાડીએ ભાષણો અપાતાં અને કોઇ કોઇ વખત તો પ્રતિષ્ઠિત સભ્ય પુરૂષોને તે ભાષણો સાંભળવા માટે આમંત્રણ પણ તે અપાવતી હતી, તેમજ વિદ્વાન પુરૂષો પાસે વિજ્ઞાનનાં, અધ્યાત્મ જ્ઞાનનાં, તથા બીજાં સ્ત્રીઓને ઉપયોગી વિષયોનાં ભાષણો તે સમાજમાં અપાવતી હતી. નરહરિએ નોકરીનું રાજીનામું આપ્યું ત્યાર પછી તો તેણે ગામ અને પોતાના બંગલાની મધ્યમાં ગામથી બહુ દૂર નહિ તેમ બહુ પાસે નહિ તેવા સુસભ્ય સ્થળમાં એક કન્યાશાળા સ્થાપન કરી ચલાવતી હતી, જેમાં ઇંગ્રેજી તથા સંસ્કૃત પોતેજ શીખવતી હતી, ભરત શિક્ષણ માટે એક હુશીયાર પારસી બાનુને સારા પગારથી રાખેલી હતી. આવા રીતે મંજરીના આવ્યા પછી શાંતિપુરમાં સ્ત્રીઓની ઉન્નતિ ઘણીજ થઇ હતી.

પરંતુ આ બધી પ્રવૃત્તિના પરિશ્રમે ત્હેના નાજુક બાંધા ઉપર વિ-

શેષ અસર કરી. તેનું શરીર જો કે જીર્ણજ્વરથી દીનપ્રતિદિન ક્ષિણુ થતું હતું છતાં તેણે ત્હેની બહુ દરકાર રાખી નહિ. વિશેષમાં નરહરિનાં રાજીનામા પછી પગાર વિના ઘર કેમ ચલાવી શકાશે એ ચિંતાથી તેનું શરીર ક્ષિણુ થતું ચાલ્યું.

મી. મગનલાલ મંજરીને મળવા આવ્યો અને વાત ઉપર વાત કરતાં તેણે વીંટીની વાત કહેલી ત્યારથી તેના તર્કશાળી મગજમાંથી તે વીંટીની વાત ખસી નહોતી.

"જમાલમીયાં મારફત વીંટી પ્રાપ્ત કરવાનો પ્રયાસ તો કર્યો પણ મીયાંભાઇની બાતો ઓર ગપ્પેકી લાતો જેવી વાત થઇ, જમાલમીયાં તદ્દન નાસીપાસ થયા અને તેનું મોઢું બંધ કરવા મને બસો રૂપીઆ ગયા તેતો ખાતર ઉપર દીવા જેવું થયું." આમ તે ઘણી વખત બોલતી હતી. વીંટી મોકલવા માટે તેણે મગનને કાગળ લખવાનો વિચાર તો કરેલો હતો પણ ઘણી વખત લખી લખીને તે ફાડી નાંખતી હતી અને એમને એમ છ આઠ માસ વિચારમાં અને આ દુષ્કાળની ચિંતામાં નીકળી ગયા. છેવટે એક દિવસે નરહરિ સ્વરાજ્ય ઉપર ભાષણ આપવા મુંબાઇ ગયો હતો. અને તે એકલી પોતાના શાંતિપુરના એકાંત બંગલાની વાડીમાં સ્હવારના પ્હોરમાં ન્હાઇ ધોઇને ફરતી હતી અને ટેબલ ઉપર મુકવા માટે પુષ્પોનો ગુચ્છ બનાવતી હતી, તે સમયે ચાકરે, આવીને તેને ટપાલના કાગળો આપ્યા. તેણીએ એક હાથમાં કાગળો રાખ્યાને એક હાથમાં પુષ્પોનો કરેલો ગુચ્છ રાખ્યો અને પછી વાડીમાં ગ્રીષ્મ ગૃહમાં બાંધેલા હિંચકા ઉપર આવીને બેડી અને પછી એક પછી એક તે નિરાંતે કાગળો વાંચવા મંડી.

પહેલો પત્ર તેણે નરહરિનો વાંચ્યો. તેમાં ટાઉન હોલમાં સ્વરાજ્યની સભા ચિકાર મળી હતી. મી. ઝીણા પ્રેસીડેન્ટ હતા અને મારા ભાષણથી કરીને આજે સ્વરાજ્ય માટે એક લાખ રૂપીઆ ભરાયા છે એમ તેણે લખ્યું હતું. મંજરીએ કાગળ વાંચીને કિંચિત્ મ્હોં મરડયું જેથી ત્હેનો નીચલો હોઠ ઇષત્ બ્હાર આવ્યો; તેણીએ સંભાળીને કવરમાં પાછો કાગળ ગોઠવીને પોતાની જમણી બાજુએ ત્હેને મુકયો.

બીજો પત્ર શાંતાનો હતો. જેમાં તે લખતી હતી કે નિર્મળ ગામમાં આવેલા અનાથાશ્રમમાં ઘણો સુધારો કરેલો હતો અને દેશ વિદેશથી ઘણા અનાથ લોકો આ દુષ્કાળને વખતે આવેલા છે.

ત્રીજો પત્ર કોનો હતો તે તેને સરનામા ઉપરથી જણાયું નહિં

કારણકે અક્ષરો અપરિચિત હતા. આમ તેમ છાપ જોઇ તો મુંબાઇની હતી. પછી કવર ઘણી સંભાળથી ફાડીને કાગળ કાઢયો અને વાંચીને સાનંદાશ્ચર્યથી બોલી ઉઠી કે "અહો ! ત્યારે મી. મગનલાલે આખરે કાગળ લખ્યો તો ખરો. ઠીક હવે તેને જવાબ આપું," એમ બોલી પાછો સંભાળથી તે પત્ર કવરમાં ગોઠવીને મુકયો.

ચોથો પત્ર મગનલાલ પ્રોફેસરનો હતો. મગને ત્હેને મંજરી તરફથી આમંત્રણ આપ્યું હતું તેનો ઉપકાર માનતો હતો અને કોઈ વખત આપની માનભરી મુલાકાત કરવા આવી જઇશ એમ સવિનયથી તેણે દર્શાવ્યું હતું.

ગ્રીષ્મગૃહના હિંચકા ઉપરથી ઉઠીને મંજરી બંગલામાં આવીને તુરતા તુરતજ તેણે મગનને કાગળ લખી નાંખ્યો. જેમાં લખ્યું કે "તમે જે વીંટીની વાત કરતા હતા તે વીંટી થોડોક વખત મ્હારે જોઇએ છીએ તો કૃપા કરીને મોકલશો ? અને તે વીંટી પહેલાં કોણે પહેરી છે તેની ખાસ તપાસ કરશો. જે માણસ સરકાર તરફ વફાદાર હોય અને પરિપૂર્ણ બ્રિટિશ શહેનશાહત તરફ નિમકહલાલી બતાવતો હોય ત્હેવા કોઈ અનન્ય રાજ્ય ભક્તના હાથમાં તે વીંટી પહેરાવેલી હોવી જોઇએ. અને જો એમ ન થયું હોય તો તે વીંટીનું મારે બિલકુલ કામ નથી. આ વાત ઘણીજ છૂપી રાખવાની છે. તમારે પ્રોફેસર સાહેબની પાસેથી આ વીંટી લેવાની છે, તેથી ત્હેમને આ બાબત કહ્યા વિના છૂટકો નથી, પરન્તુ ચાર કાનથી પાંચમે કાને આ વાત જાય નહિ એવી ખાસ સાવચેતી રાખશો, કારણકે તમે બહુજ ભોળા છો."

આ પ્રમાણે મગનને કાગળમાં સૂચના આપીને પછી તે કાગળ મગનને પોસ્ટ કરી દીધો. પછી એક કાગળ મહમદને પણ લખી દીધો કે જેમાં નરહરિ માટે સારી નોકરી શોધી રાખવાનું ખાસ લખ્યું હતું.

બીજે દીવસે ક્રોનીકલ પેપર સ્હવારમાં પોસ્ટમાં આવ્યું તે ઉઘાડતાંજ મ્હોટા અક્ષરથી લખેલું હતું કે, "Mr. Narhari the leader of the Swarajya put in jail without any cause whatsoever." એમ મ્હોટા અક્ષરથી લખીને તેણે કરેલું ટાઉન હોલનું ભાષણ આપ્યું હતું અને તેનાં ઘણાં વખાણ કર્યા હતાં. તે પછી જણાવ્યું હતું કે જ્યારે નરહરિ બાજે દીવસે બજારમાં ફરતો હતો ત્યારે એક સાધારણ દેખાતા માણસે ત્હેને પોતાની સાથે આવવા કહ્યું, તે ગયો અને પોલીસ કચેરી જે ઉપરથી માત્ર એક ગૃહ જેવીજ લાગતી હતી તેમાં તેને લઇ જવામાં

આવ્યો અને કંઇ પણ કારણ બતાવ્યા વિના "તમારા ગઈ કાલના ભાષણ માટે તમને કેદ પકડવાનો મને હુકમ થયો છે" એમ ત્યાં બેઠેલા ઇન્સ્પેક્ટરે તેને કહ્યું, અને બે સીપાઇઓ તેને કાચી જેલમાં લઇ ગયા."

આ હકીકત વાંચીને મંજરીના ગુસ્સાનો પાર રહ્યો નહિ. "શું મ્હારો નરહરિ જેલમાં જાય અને હું અહીં બેસીને મઝા માણું ?" એકદમ તેણે ચાકરને બોલાવ્યો. તુરતજ બીસ્તરો બંધાવ્યો. પોતાના તથા તેનાં કપડાં ટ્રંકમાં નાખી દીધા અને મુંબાઇ જવા માટે તૈયાર થઇ ગઇ. પાછો વિચાર આવ્યો કે "ઘેરથી દુધની પૂરીઓ કરી લઉં તો તેમને ખાવા આપી શકાય." તેથી તરતજ તેણે પૂરીઓ કરી નાંખી ને છોકરાંઓને ખવરાવ્યું અને પછી તેમને સાથે લઇને બપોરની ટ્રેનમાં તે મુંબાઇ આવી પહોંચી. હવે નરહરિને ક્યાં મળવું ? કઇ જેલમાં તેમને રાખ્યા હશે તે કોની પાસેથી ખબર મેળવવા ? મુંબાઈમાં તો માત્ર પોતાના પિતા—મધુકરનેજ ઓળખતી હતી. તેથી તે સ્ટેશનથી સીધીજ મધુકરને બંગલે ગઇ. આ વખતે મધુકર તો નિર્મળગામ ગયેલો હતો અને ઢોંડુપંત બ્હાર ગયો હતો. તેથી તેને ખોટી થવું પડયું જે તેને જરા પણ ગમ્યું નહિ. બરાબર બે કલાક પછી ઢોંડુપંત આવ્યો. મંજરીને જોઇને તે ઘણોજ ખુશ થયો. ને બોલ્યો. "બહુ સારૂં થયું કે તમે આવ્યાં બ્હેન ! ચાલો જમી લ્યો." મંજરીને રડવું આવી ગયું. ઢોંડુપંતને નરહરિને કેદ કર્યાની વાતની બીલકુલ ખબર નહોતી. તેથી તેણે આશ્ચર્યથી પુછ્યું કે "તું બોલતો ખરી કે તું રડે છે શા માટે ?" મંજરીએ રડતાં રડતાં બધી હકીકત ભાંગ્યા ટૂટ્યા શબ્દોમાં કહી સંભળાવી. ઢોંડુપંત ઘણોજ ગુસ્સે થઇ ગયો. તેણે એકદમ ગાડી જોડવાનો કોચમેનને હુકમ આપ્યો અને ચ્હા મંગાવીને મંજરીને ચ્હા પીવરાવ્યો, મંજરીએ વિહારી તથા પુષ્પાને નોકરને સોંપ્યા. અને જમાડવાનું ભટને કહી દીધું. પછી તે બંને જણા ગાડીમાં બેસીને પોલીસના ઉપરીની કચેરીમાં ગયા, ત્યાંથી ખબર મળ્યા કે નરહરિને આજે મ્હોટી જેલમાં લઇ જવાનો હુકમ થએલો છે ને ત્યાં તેને આસન કેદ રાખવાના છે એકદમ તે મ્હોટી જેલમાં ગયાં અને હુકમનો પરવાનો મેળવીને નરહરિને મળ્યા. તેને એક વિશાળ કોટડીમાં રાખવામાં આવ્યો હતો. જેમાં એક સોફા, એક ટેબલ, ચાર પાંચ ખુરશીઓ તથા ટેબલ ઉપર કાગળ, ખડીઓ, હોલ્ડર, બ્લોટીંગ વગેરે ગોઠવી દીધા હતા. અને બેચાર પુસ્તકો ઇંગ્રેજી નોવેલો પણ વાંચવા માટે એક ખુણા ઉપર ગોઠ-

ઢોંડુપંત નરહરિને ભેટયો. મંજરી આઘી ઉભી રહી તેનાથી રડવું દબાવી શકાયું નહિ તેથી મોટેથી રડતી રડતી તે નરહરિના પાસામાં ભરાઇ ગઇ. ઢોંડુપંત કાકા કોચ ઉપર બેસતાં બેસતાં બોલ્યા "બેટા મંજરી તું રોઇશ નહિ. ઓહો એમાં તે શું છે ? કાલ સ્હવારે નરહરિ છૂટો થશે."

"શા માટે મંજરી તું રડે છે ? ત્હારે તો ઉલટું ખુશી થવું જોઇએ કે તિલક મહારાજની માફક હું સ્વરાજ્ય માટે, સ્વદેશ ભક્તિ માટેજ કેદમાં આવ્યો છું. આપણા તે એહેવા ભાગ્ય કયાંથી કે અહાવી રીતે દેશની સેવા થાય. ? તું પણ સ્ત્રીઓમાં ભાષણ આપજે અને જેમ બને તેમ સ્વરાજ્ય માટે દેશની સેવા કરજે."

નરહરિ આ વખતે ઘણાજ ઉત્સાહ અને આનંદથી બોલતો હતો. તેથી તેનું ભવ્ય કપાલ તેજોમય થઇ રહ્યું હતું, તેના મુખ ઉપર આનંદ અને ઉત્સાહની ઉજ્વલિત દિપ્તીમય કાંતિ સ્ફુરી રહી હતી, અને સ્વદેશ વત્સલતાના હર્ષના આવેગથી તેનું સર્વાંગ કમ્પી રહ્યું હતું.

"શાંત થા, બેટા નરહરિ ! તું શાંત થા. મંજરી તું પણ રડય નહિ. હવે ત્હારો શો વિચાર છે. નરહરિ ? સરકારની માફી માગવી હોય તો હું ત્યાં જઇને નક્કી કરી દઉછું." એમ બોલતો ડોસો કોચ ઉપરથી ઉઠવા મંડયો.

"ના, ના, કોઇ દીવસ પણ માફી એ શબ્દ હું બોલવાનો નથી, નથી ને નથીજ. "શું મેં કાંઇ રાજદ્રોહ ગૂન્હો કર્યો છે ?

મેં માત્ર બીજાઓ જેમ ભાષણ આપે છે ત્હેવીજ રીતે સાદું સરલ ભાષણ આપ્યું છે તેમાં મને કેદ થઇ તો તે હું સહન કરવાને શક્તિમાન છું. અને મ્હારા પછવાડે તો મી. ગાંધિ, તિલક, ઝીણા, પટેલ વીગેરે મને સાહાય્ય કરનારા અગણિત વીર નરો માતૃભૂમિના સેવકો પડયા છે. કાકા તમે જો જો હોં ઓડનું ચોડ વેતરી દેશો નહિ." આવેશમાં આવીને નરહરિ બોલી ઉઠયો.

"વ્હાલા નરહરિ ! આટલું બધું તમને ઘેલુ લાગ્યું હશે એ તો હું સ્વપ્નામાં પણ ધારતીજ નહોતી. આપણે સરકારનીજ રૈયત કહેવાઇએ અને આપણે તેની તરફ વફાદારી બજાવીએ નહિ તો કોણ બજાવશે. વ્હાલા ! વ્હાલા ! હું તમને આવી રીતે બોલતાં સાંભળીને ઘણીજ દુઃખી થાઉં છું."

"અને હું પણ મંજરી ! મ્હારી વ્હાલી હૃદયસ્થ પ્રિયતમાને

આવા શબ્દો ઉચ્ચારતાં સાંભળીને ઘણોજ દુઃખી થાઉં છું." નરહરિ એકદમ ક્રોધ કરીને બોલી ઉઠયો.

"જો સાંભળ ! આ તન, મન, અને ધન, દેશને માટે મેં અર્પણ કર્યું છે, અને તેથી જ કરીને મેં નોકરી મૂકી દીધી છે. ને સરકારને મેં એક વખત તેજ, તન મન અને ધન અર્પણ કરેલાં હતાં છતાં તેજ સરકારે કાચા કાન વાપરીને મને સસ્પેન્ડ કર્યો અને મહમદની પાસે તું જો-અરે" તે જરાક ખંચકાઇને બોલ્યો. "મહમદે જો મને મદદ કરી નહોત, આવી અણીને વખતે સહાય ન કરી હોત તો મારા ઉપર કોર્ટમાં કેસ ચલાવીને મારી ફજેતી કરી નાંખી હોત, અને જો કે હું તદ્દન નિરપરાધી હતો છતાં જાગીરદારની લાંચ અને રૂશ્વતના પરિણામથીજ મારી આબરૂના કાંકરા કરી નાંખ્યા હોત ને મંજરી તું એમ સમજતી નહિ કે હું મીઠાઇવાળા મીઠારામનો છોકરો છું એટલે મ્હારામાં તમારા જેવા સુધારાવાળી અક્કલ નહિ હોય ? પણ મારી નસે નસમાં બ્રિટિશ સરકાર તરફ વફાદારી સંપૂર્ણ રીતે રહેલી છે. બ્રીટીશ સરકારનું મેં લુણ ખાધું છે ને હજી પણ ત્હેનાજ રાજ્યમાં રહીને તેનાજ છત્ર તળે રહીને તેનુંજ લુણ ખાઉં છું એમ હું માનું છું. હું કંઇ રાજ્ય દ્રોહી નથી. પરન્તુ જે પ્રજા સ્વરાજ્ય વિના આટલી બધી સીદાય છે, ચગદાઇ જાય છે, તેજ પ્રજા માટે મ્હારા દેશ બંધુ માટે, મ્હારા આત્મ બંધુઓ માટેજ હું આજે કેદમાં પડયો છું. અને મને આ અથવા હાના જેવા બીજા ગમે તેવા નિર્દોષ અપરાધ માટે—મ્હારી માતૃ ભૂમિના મ્હારા આત્મબંધુઓ માટે ફાંસીના લાકડા ઉપર જો મ્હારે ચઢવું પડે તો તેથી મને કોઇ પણ તરેહની હરકત નથી પણ ઓર હું મ્હારી જાતને કૃતકૃત્ય સમજીશ અને એવો આનંદનો સમય મને પુનઃ પુનઃ મ્હારા બધા અવતારોમાં આવે એવી હું પ્રભુ પાસે અંત સમયે—ફાંસીના લાકડા ઉપર ચઢતી વખતે હું ખરા અંતઃકરણથી પ્રાર્થના કરીશ. અને તને પણ કહું છું કે ત્હારે પણ સ્વદેશ સેવા માટેજ યોગિની વ્રત ધારણ કરવું. અને તે પ્રમાણે મ્હારી શિખામણ પ્રમાણે તું જો નહિ વર્તે તો ત્હારા જેવી બીજી કોઇ પણ અધમ કુલાંગારિણી સ્ત્રી આર્યાવર્તમાં હશે નહિ. અને જોજે, ખબરદાર ! મ્હારા સંતાનોમાં ત્હારા આ સ્વદેશ સેવા ઉચ્છેદક વિષનું પાન કરાવીશ નહિ. ત્હારા હાલના સ્વાર્થી નીચ વિચારોથી મ્હારા હૃદયના કટકેકટકા થઇ જાય છે.—શતધા વિદીર્ણ થઇ જાય છે. જા તું અહીંથી જતી રહે. નહિ તો મ્હારો ક્રોધ મ્હારા હાથમાં હવે રહેવો મુશ્કેલ થઇ પડશે."

નરહરિ એમ બોલીને કોચ ઉપર પડયો અને પોતાના બે હાથ કપાળ ઉપર જોસથી મારીને નિઃશ્વાસ નાખીને બોલ્યો.

" અરેરે ! જે સ્ત્રીએ આટલું બધું ઇંગ્રેજી જ્ઞાન પ્રાપ્ત કર્યું, અને તે વળી ઈંગ્લાંડમાંજ રહીને—જે સ્ત્રીની તથા જેના કુટુંબની અતિશય ઉજ્જ્વલ ખ્યાતીથી પ્રલોભાઈને જ્હેને મ્હારા હૃદયની રાજ્ઞી—અધિષ્ઠાત્રી દેવી બનાવી હતી, જે સ્ત્રી મ્હારા દરેક કૃત્યની અંદર મ્હારી સહધર્માચારિણી બન્યા વીના રહેવાની નથીજ એહવી મેં સંપૂર્ણ રીતે આશા રાખી હતી, તે સ્ત્રી ! અરેરે તેજ સ્ત્રી મ્હારી વિરૂધ્ધ અહાવાં કટુ વચનો બોલે છે, ને તે માત્ર સ્વાર્થને લીધેજ અજ્ઞાનતાથીજ બોલે છે તે મ્હારાથી કેમ ખમી શકાય ? "

એમ બોલતો બોલતો નરહરિ ધ્રુશકે ધ્રુશકે રડી પડયો, અને કોચ ઉપર માથું નાખી દીધું.

ઢોંડુપંતે પછી હાથની ઇશારતથી મંજરીને બ્હાર જવાનું કહ્યુ જેથી તે બ્હાર ચાલી ગઇ.

ડોસાએ પછી નરહરિને માટે ચ્હા મંગાવરાવીને તેને પાયો. અને પછી ધીમે ધીમે ઇદર તીદર બીજી ત્રીજી વાતો કરીને તેને શાંત પાડયો. અને મંજરી જે બ્હાર ઉભી રહી હતી તેને લઇને ગાડીમાં બેસીને મધુકરને બંગલે આવ્યો.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### મંજરીનો અવસાન.

નરહરિના ઉત્સાહપૂર્ણ સત્ય વચનોથી મંજરી ઘણીજ શરમાઇ ગઇ, અને પોતાના સ્વાર્થીપણાનું ભાન થયું. પોતાના મનમાં આ બાબતના અનેક પ્રકારના વિચારો કરતા કરતી તે ઢોંડુપંત સાથે ઘેર આવી, ત્યાં મધુકર નર્મળગામથી શાંતાને લઇને આવી ગયો હતો. ઢોંડુપંતે બધી હકીકતથી તેને વાકેફ કર્યો. અને મહમદને તાર કરીને બોલાવવા માટે સલાહ આપી. મધુકરનો અજન્ટ તાર મહમદને મળ્યો તેવોજ તે મુંબઇ જવા

નીકળ્યો અને બીજે દીવસે તે આવી પણ પહોંચ્યો. બીજી ત્રીજી વાતો થયા પછી મધુકરને બધી વાત તેને કહી. તેણે કહ્યું "મેં આ વાત પેપરોમાં વાંચી છે. વાતે ઉગ્ર સ્વરૂપ લીધું છે. હું હમણાંજ આ બાબત તપાસ કરૂં છું. અને સેક્રેટેરીએટમાં જઇને બધી બાતમી મેળવી લાવું છું, અને બનતા સુધી તો નરહરિને મારી સાથેજ લેતો આવું છું."

મહમદે સેક્રેટરીએટમાં જઇને નરહરિ માટે વાટા ઘાટ કરી. તેને માલુમ પડયું કે એ બધું ઠેઠ ગવરનરથીજ ખાનગી રીતે લખાણુ ચાલ્યું આવેલું છે માટે એકદમ નરહરિ છૂટો થઇ શકે તેમ નહોતું. તે તુરતજ પોતાના એક જેકસન નામના યુરોપિયન મિત્રની સલાહ લેવા ગયો. જેકસન ગવરનર સાથે ઘણીજ મિત્રાચારી ધરાવતો હતો તેથી તેણે તરતજ એક નોટ લખી આપી જેમાં ગમે તેમ કરીને નરહરિને હાલમાં તો મુક્ત કરવોજ પડશે એમ દબાણુથી પણુ લખ્યું હતું. અને તે ચીઠ્ઠી ખાસ પોતાના ભાઇની સાથેજ ગવરનરને મોકલી. પરિણામ એ આવ્યું કે નરહરિને મુક્ત કરવાના ઓરડર્સ એક પછી એક છૂટી ગયા અને આશરે કલાક દોઢ કલાકમાં તો મહમદ નરહરિને જેલમાંથી છૂટો કરીને મોટરકારમાં બેસાડીને ધમધમ કરતો મધુકરને બંગલે લઈ આવ્યો.

નરહરિ કેદમાં ગયો છે એ વાત સાંભળીને વૃદ્ધ મીઠારામ તથા જીવકોર મધુકરને બંગલે આવેલાં હતાં. તેઓ મહમદ નરહરિને લઇને આવ્યો જોઇ ઘણાં ખુશી થઈ ગયાં. પિતા પુત્ર મળ્યા, ભેટયા. મીઠારામ કહે "ભાઇ તું સાહિત્ય સેવા કરવા ધારતો હતો તેને બદલે સ્વદેશ સેવામાં પડયો તે એક જોતાં ઘણુંજ સારૂં છે, પણુ સરકારની નજરે ચઢાય તેજ માત્ર ખોટું છે."

મધુકર તથા ઢોંડુપંતે ઈશારો કરી મીઠારામને ચુપ રાખ્યા અને પછી સાથેજ જમવા બેઠા. મહમદનો પાટલો મધુકરની પાસેજ—જોકે થોડેક દૂર—ગોઠવેલો હતો. શાંતા અને મંજરી પીરસતાં હતાં. એટલે "જય સચ્ચિદાનંદ" ની ધ્વનિ સંભાળાઇ. બધા ઉભા થઇને જુએ છે તો એક મહાન તેજસ્વી સન્યાસી હાથમાં દંડ અને કમંડલ લઇને નારાયણુ નારાયણુ કરતા આવતા હતા.

"ઓહો કોણુ ? વિષ્ણુકુમાર ! તમે કયારે સન્યસ્ત લીધું ? અમને જરા ખબર તો કરવી હતી !" મધુકર બોલ્યો. "ચાલો જમવા પધારો"

શાંતા વિષ્ણુકુમારને સન્યસ્તના વેષમાં જોઇને ચમકી અને તેના હાથમાંથી દાળની તપેલી હેઠી પડી ગઇ અને તેથી મધુકર જરાક દાઝ્યો. સ્વામીએ જરાપણ આગ્રહ બતાવ્યો નહિ પરન્તુ ત્હેને માટે પાટલો ગોઠવવામાં આવ્યો હતો ત્યાં બેસી ગયા. અને દંડની પૂજા કરી બધા સાથે ભોજન લેવા લાગ્યા.

" મહમદભાઇ ! ખરેખર આ બાબતમાં તો તમને ધન્યવાદજ ઘટે છે ! તમે જો આવા સારા હોદ્દા ઉપર નહિ હતે તો અમારૂં કાર્ય સિદ્ધ થવું—આટલું બધું સિદ્ધ થવું મુશ્કેલ હતું. " મધુકરે વિવેક કર્યો.

" એ તો બધું આપના જેવા મુરબ્બીના પુન્ય પ્રતાપથી. " હું તો આપનું છોકરૂંજ છું ? "

" વિષ્ણુકુમાર ! લક્ષ્મીદેવીએ ભલાં કે તમને સન્યાસી થવા દીધા ? તેઓ ક્યાં છે ? "

" ભાઇ મધુકર ! તમને કોઇને ખબર ક્યાંથી થયા હોય ? અમે રામેશ્વરની યાત્રા કરવા ગયા હતાં ત્યાં તે સમુદ્રમાં ન્હાવા ગયાં અને અચાનકજ પગ લપસી જવાથી અનંત. મહાસાગરમાં ડુબી ગયાં. અને પછી ઘણો પ્રયાસ કર્યો પણ પત્તો લાગ્યોજ નહિ. "

" શિવ ! શિવ !! ઘણુંજ ખોટું થયું ! અને તમે ત્યાંજ સન્યસ્ત લઈ લીધું ! " મધુકર દીલગીરીથી બોલ્યો.

" હા ભાઈ ! પ્રેમરાયના કૈલાસવાસ થયા પછી મ્હારી એક પાંખ કપાઇ ગઇ હતી અને એમના ડુબી ગયા પછી બીજી પાંખ કપાઇ. હવે મ્હારે આ સંસારમાં મિથ્યા શા માટે ભટક્યા કરવું ? એમ વિચાર કરી સન્યસ્ત ત્યાંજ લઇ લીધું. "

" લક્ષ્મીદેવી ઘણાંજ માયાળુ અને ઉદાર સ્વભાવનાં હતાં. પ્રભુ એમના આત્માને શાંતિ આપો. "

બધા જમી રહ્યા અને પાન સોપારી ખાતા હતા ત્યાં જલાલુદ્દીન અને અમીના આવી પહોંચ્યાં. મહમદે તેમને તાર મુકયો હતો તેથી તેઓ તેને મળવા તથા નરહરિની ખબર કાઢવા ત્યાં આવેલાં હતા.

થોડીકવાર થઇ નહિ. ત્યાં તો લોકોનાં ટોળેટોળાં મધુકરને બંગલે આવવા મંડયાં. નરહરિને બધાઓએ પુષ્પોના હારથી વધાવી લીધો અને તેના માનમાં આજે લોકો તરફથી પાર્ટી આપવાની છે એમ આગ્રહ થયો.

આ વખતે મગન પણ પ્રોફેસરને લઇને ત્યાં આવેલો હતો. મધુકર ભાઇની સાથે મંજરીએ તેમનું ઓળખાણ કરાવ્યું. મગને લાગ જોઇને મંજરીને કહ્યું "મંજરી બ્હેન મને તમારો પત્ર પહોંચ્યો છે. અને વીંટીની બાબતમાં પ્રોફેસર સાહેબને મેં હકીકત કહી છે. પણ આપે કહ્યું તેવી રીતે કોઇ માણસને પહેરાવી નથી."

"ત્યારે હમણાં તો મગનલાલભાઇ તે વાતજ જવાદો." એમ બોલી મંજરી ત્યાંથી જતી રહી.

મગન આથી ખસીઆણો પડી ગયો. મંજરીની સાથે જરા વાત કરવાનું તેને ઘણું મન હતું. તે જરા થોડી ઘણી કવિતા કરતો શીખ્યો હતો અને તેથી મંજરીના હાવભાવ તેની બોલવાની છટા, અને તેના મુખની દેદિપ્યમાન કાંતિ એ સર્વે ઉપર તે ફીદા ફીદા થઇ ગયો હતો.

પ્રોફેસરને તેણે કહ્યું "મંજરી બ્હેન પેલી વીંટી માગે છે તે બાબત તમે શું કર્યું ? મને તો ઉધડો લઇ લીધો."

"તે હું શું કરૂં ? તું કોઇને ઓળખતો હોય તેને પહેરાવજે. લે આ રહી તે વીંટી !" એમ કહી વીંટીનું કેશ જે નવું કરાવેલું હતું તે બતાવ્યું અને તેને આપ્યું.

બીજે દીવસથી પાર્ટી ઉપર પાર્ટીઓ શરૂ થઇ. અને આખું અઠવાડીયું એમ પાર્ટિઓ આપવા લેવામાં પસાર થઇ ગયું અને તે પછી નરહરિ, મંજરી તથા છોકરાંને લઇને શાંતિપૂર ઉપડી ગયો.

શાંતિપૂર આવ્યા પછી બેચાર દિવસ થયા એટલામાં એક દિવસ મંજરીની તબીયત ઘણીજ બગડી આવી, ડાકટરને બોલાવ્યો પણ શા પ્રકારનું દરદ હતું તેની સમજણ તેને પડી નહીં, તેથી મુંબાઇથી ડાકટરને બોલાવ્યો, અને તેની દવાથી કાંઇક શાંતિ થતી જણાઇ. પરંતુ તેને કોઇપણ પ્રકારની મેહેનત, પરિશ્રમ, અથવા ખેદકારક સમાચાર અથવા અત્યંત આનંદના સમાચાર કે જેથી તેની લાગણીઓ ઉશ્કેરાઇ જાય ત્હેવું કહેવા કારવવાની સાફ ના પાડી.

મંજરી આવી રીતે એકાદ માસ બીછાનામાં પડી રહી હતી. આ અરસામાં મહમદનો અને મગનનો કાગળ અને વીંટીનું પારસલ આવ્યું. મજરીની માંદગીમાં તેના બધા કાગળો નરહરિજ વાંચતો હતો. પતિપત્ની ઇંગ્લાંડ જઇ આવ્યાં હતાં છતાં ઇંગ્લીશ લોકની માફક તેઓમાં ભિન્નભાવ ન હતો. એક બીજાના પત્ર તેઓ વંચાવતાં અને આનંદ કરતાં હતા.

